શ્રી ગુજરાત ફાર્બસ સભા ગ્રન્થમાળા નં. ૩

# મેટરલિંકના નિબન્ધો.

ભાષાન્તર કર્ત્તાઃ—

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
એલ્. ઈ. ઈ.
મુંબઈ



મૂલ્ય ૦-૬-૦.

પ્રકાશક,

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,

સાન્તાક્રુઝ—( મુંબઈ. )



આવૃત્તિ ૧ લી. ]       [ પ્રત ૧૦૦૦.

સન ૧૯૧૭.

છાપનાર,

મોતીલાલ શામળદાસ પટેલ,

ટંકશાળમાં યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કું. લી.—અમદાવાદ.

# અર્પણ

## સ્વર્ગસ્થ નલિનને : —

The path by which we twain did go,
    Which led by tracts that pleased us well,
    Thro' four sweet years arose and fell,
From flower to flower, from snow to snow:

And we with singing cheer'd the way,
    And, crown'd with all the season lent,
    From April on to April went,
And glad at heart from May to May:

But where the path we walk'd began
    To slant the fifth autumnal slope,
    As we descended following Hope,
There sat the Shadow fear'd of man;

Who broke our fair companionship,
    And spread his mantle dark and gold,
    And wrapt thee formless in the fold,
And dull'd the murmur on thy lip,

And bore thee where I could not see
    Nor follow, tho' I walk in haste,
    And think, that somewhere in the waste
The Shadow sits and waits for me.*

---

* " In Memoriam " by Lord Tennyson.

# અનુક્રમણિકા.



---

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં યુરોપીય ભાષાના પુસ્તકો ઉતારવાં એ કાર્ય મુશ્કિલ છેજ; ત્હેમાં પણ મેટરલિંક જેવા લેખકના નિબન્ધોનો તરજૂમો કરવો એ વધુ મુશ્કિલ હોય એ સહજ જાણી શકાય તેમ છે; તેમ છતાં પણ આ પુસ્તકમાં એ પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ યત્નમાં કેટલે દરજ્જે વિજય મળ્યો છે એની તુલના આ પુસ્તક વાંચ્યેથી કરી શકાશે. અલબત્ત, તે તુલના કરવામાં અમુક ઔદાર્યવૃત્તિ, કાર્યની વિકટતા જોતાં રાખવી યોગ્ય ગણાશે એમ આશા રાખું છું.

પુસ્તક ઘણો વખત થયાં તૈયાર થયું હતું પણ અમુક અનિવાર્ય કારણોને લઇને આટલું મોડું પ્રસિદ્ધ થઇ શકે છે ત્હેને માટે ક્ષમા ચ્હાઉં છું.

તા. ૩૧-૧-૧૯૧૭.
ડુબાશનો બંગલો,
સાન્તાક્રુઝ.

લી.
ધનસુખલાલ કૃ. મ્હેતા.

# મેટરલિંકનું જીવન.

નોબેલ પારિતોષિક જીતી જનાર આ બેલજીઅન કવિ, નાટકકાર, ફીલસુફ, નિબન્ધકાર, ઓટોમોબીલીસ્ટ, કુદરતના અભ્યાસી મોરીસ મેટરલિંકનો જન્મ ઑગષ્ટ ૨૫, ૧૮૬૨માં ઘેંટ ખાતે થયો હતો. બાલ્યાવસ્થામાં એક નહેરના કિનારા ઉપર ઉસ્ટેકરમાં તે રહ્યો હતો. જાણે વાડીમાં થઇનેજ ચાલ્યાં જતાં હોય તે પ્રમાણે વ્હાણો તે નહેરમાં ચાલ્યાં જતાં હતાં. સેન્ટ બાર્બની કૉલેજમાં સાત વર્ષ ત્હેણે શિક્ષણ લીધું—આ સાત વર્ષ ત્હેની યુવાવસ્થાના પરમસુખમાં કંટકરૂપ થઈ પડયાં હતાં એમ મેડમ મેટરલિંકના કહેવાથી આપણે જાણીએ છીએ—અને તે દરમ્યાન શાર્લ વાન લેરબર્ગ અને ગ્રેગ્વાર લ રૉય સાથે પરિચય થયો. ત્હેમની સાથે ત્હેણે 'લા જ્યુન બેલઝીક' નામક નૂતન વિચાર પરિવર્ત્તક વર્ત્તમાનપત્ર મંગાવવા માંડયું અને કોક કોક વાર અન્દર લેખ પણ લખ્યા. ત્હેના કુટુમ્બની ઇચ્છા ત્હેને કાયદાનો અભ્યાસ

કરાવવાની હતી. ત્યહાં યુનીવરસીટીમાં ત્હેને **એમિલ વરહેર્ન** સાથે મિત્રાચારી થઇ. હમણાના મહાવિગ્રહ પછી આ મશહૂર કવિ **વરહેર્ન**નું નામ ગુજરાતી પ્રજાથી અજાણ્યું નહિં રહ્યું હોય. મેટરલિંક જેવા કવિહૃદયી પુરૂષને કાયદાના શુષ્ક અભ્યાસમાં રસ નજ પડે એ કહેવું અનાવશ્યક છે. બૅલજીઅમના નિદ્રિત સલિલને પડખે જેણે પોતાનું જીવન ગાળ્યું હોય, મૃત્તવત્ ખંડીયેર જેવાં શહેરોમાં જેના જીવનનો અમૂક ભાગ વ્યતીત થયો હોય ત્હેને કાયદાશાસ્ત્રિનું જીવન કેમ અનુકૂળ આવે?

આશરે ચોવીશ વર્ષની વયે તે **ગ્રેગ્વાર લ** રૉયની સાથે પૅરિસ જઇ આવ્યો હતો ત્યહારથી ત્હેના સાક્ષરજીવનના અભિલાષ વધુ દૃઢ થયા. પૅરિસમાં **વિલિયર્સ દ લીલ્–આદમ** વિગેરે અર્વાચીન કાલના સાક્ષરોના સમાગમમાં તે અને **ગ્રેગ્વાર** આવ્યા હતા અને ત્યહાં એક ન્હાનું માસિક પણ પ્રસિદ્ધ કરવા માંડયું હતું; પણ અલ્પ કાળમાં બન્ધ પડયું અને મેટરલિંક આશરે છ માસ ત્યહાં રહીને

પાછો ઘેંટ આવ્યો અને વકીલાત કરવી શરૂ થઇ. પરન્તુ ‘ લા જીન બેલઝીક ’ પત્ર સાથે ઓળખાણ હતી એટલે ત્હેમાં કાવ્યો પ્રસિદ્ધ થવા માંડયાં અને આખરે ૧૮૮૯માં ‘ સેરે શૉદ ’ નામક કાવ્યોનો સંગ્રહ મેટરલિંકે પ્રસિદ્ધ કર્યો અને કાયદાશાસ્ત્રીના જીવનને તિલાંજલિ આપી. તેજ વર્ષમાં ‘ લા પ્રિન્સેસ મલીન ’ નામક નાટકનું પુસ્તક પણ પ્રસિદ્ધ થયું અને ત્વરાથી આ ઉગતા સાક્ષરની કીર્તિ ઝામી. એક બેલજીઅન ટીકાકારે લખ્યું: “ રંગભૂમિના સાહિત્યમાં આ નાટક અ-દ્વિતીય છે.” ફ્રેન્ચ વર્ત્તમાનપત્ર ‘ લ ફીગારો ’માં એક ટીકાકારે લખ્યું: આ નાટકના લખનાર જેવો બીજો અજાણ્યો પુરૂષ કોકજ હશે, પરન્તુ ત્હેનું રચેલું આ પુસ્તક એક અદ્દ્ભુત કૃત્તિ છે. શેકસપીઅરની સૌથી સુંદર કૃત્તિની સાથે સરખામણીમાં તો શું પણ હું કહું છું કે ત્હેનાથી પણ ઉચ્ચત્તર આ કૃત્તિ છે.” અલબત્ત, સ્હામી ટીકા પણ થઈ અને તે પણ એટલાજ પ્રમાણમાં. પરન્તુ

ધીમે ધીમે સ્હામો પક્ષ નબળો પડતો ગયો અને મેટરલિંકના પુસ્તકોની કીર્તિ આખા યુરોપમાં પ્રસરવા માંડી.

૧૮૯૬માં તે પૅરિસ રહેવા ગયો અને તેજ વર્ષમાં, જે પુસ્તકમાંથી આ પુસ્તકમાં છાપેલ નિબન્ધો લેવામાં આવ્યા છે તે પુસ્તક–' લ ત્રેસોર દેઝમ્બલ ' પ્રસિદ્ધ થયું આ પુસ્તકથી ત્હેની કીર્તિમાં ઓર વધારો થયો અને ભવિષ્યમાં જેમ જેમ નવાં નવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં ગયાં તેમ તેમ મેટરલિંકનું નામ મશહૂર થતું ગયું. ક્રમેક્રમે 'મોના વાના,' ' જૉયઝેલ ' અને ' બ્લ્યુ બર્ડ ' પ્રસિદ્ધ થયાં અને મેટરલિંકનું નામ અમર થઈ રહ્યું.

ઇંગ્લંડમાં અન્ય પરદેશી લેખકોમાં ઈબ્સન, ટૉલસ્ટૉય અને મેટરલિંક વધુ પ્રચલિત છે ત્હેમાં પણ ઈબ્સન અને ટૉલસ્ટૉયના મૃત્યુ પછી તે ક્ષેત્રમાં તે એકલો; એટલે ત્હેણે સૌથી વધારે ખ્યાતિ મેળવી. તદુપરાન્ત, ઇંગ્લીશ પ્રજાને પ્રિય થઇ પડે તેવા મેટરલિંકમાં કેટલાક ગુણ પણ છે. ' લાઇફ

ઑફ ધી **બી**' ( મધમાખની જીવનકથા )માં વિજ્ઞાન અને કાવ્યનો જે સમ્બન્ધ ઇંગ્લીશ પ્રજા ઇચ્છતી હતી તે સમ્બન્ધ **મેટરલિંકે** સફળતાથી કરી બતાવ્યો. 'મોટરકારની મુસાફરી 'નો નિબન્ધ પણ કાંક આવાં જ કારણોને લઇને ઇંગ્લીશ પ્રજામાં સન્માન પામે છે. ' વસન્તના મૂળ ' અને , જૂના પ્રકારના પુષ્પ ' આ બે નિબન્ધો ગ્રામ્ય જીવનના પક્ષપાતી અંગ્રેજોને કેમ નહિં પસન્દ પડે ? ' **બ્લ્યુ બર્ડ** ' નાટક અંગ્રેજોની રંગભુમિમાં અદ્ભુત રંગ પૂરીને અખંડ કીર્ત્તિ સમ્પાદન કરી શકયું છે.

મેટરલિંક કવિ છે, ફીલસુફ છે, રહસ્યવાદી છે. હજી સાહિત્યના ક્ષેત્રમાં ત્હેનું સ્થાન નક્કિ થયું નથી પણ જ્યહારે પણ તે નક્કિ થશે ત્યહારે બહુ ઉંચી પદવી લેશે એ નિ:સંશય છે.

# મૌન.



કાર્લાઇલ[1] બોલી ઉઠે છે: "મૌન અને રહસ્ય! જો આ કાલ યજ્ઞકુંડ દ્વારા પૂજન કરવાનો હોત તો હમણા પણ ત્હેમના સાર્વજનિક પૂજન માટે યજ્ઞકુંડ ચણી શકાય. મૌનના તત્વદ્વારા મ્હોટી વસ્તુઓ એવી રીતે ઘડાય છે કે જીવનના

**મૌનની મહત્તા—મહાપુરૂષો મહાન કાર્યો કરતી વેળા મૌનજ ધારણ કરે છે.**

---

૧. કાર્લાઇલ: Carlyle: (૧૭૯૫–૧૮૮૧) સ્કૉટીશ ઇતિહાસકાર અને ફીલસુફ. ત્હેના પ્રસિદ્ધ પુસ્તકોમાં 'સારટર રીસારટસ,' 'હીરોઝ એન્ડ હીરો વર્શિપ' 'પાસ્ટ એન્ડ પ્રેઝન્ટ' વિગેરે ગણાય છે. જગતના ગદ્ય લેખકોમાં એ એક ઉસ્તાદ ગણાય છે.

સૂર્યપ્રકાશમાં તેઓ પરિઘટિત અને ઉન્નત રૂપમાં આવિર્ભાવ પામી જીવન ઉપર નિરંતર સત્તા ચલાવે છે. પ્રશાન્ત વિલ્યમજ[૨] નહિં પણ જેટલા મ્હોટા પુરુષોને હું જાણું છું તેઓ, અને ત્હેમનામાં સૌથી રાજ્યનીતિજ્ઞાનરહિત અને યુક્તિરહિત પુરુષો પણ પોતે શી સૃષ્ટિ કે યોજના ઘડતા હતા તે વિશે કાંઈ પણ ઉચ્ચારણ કરતા નહતા. અરે ! તું ત્હારી પોતાની દીન મુંઝવણો વખતે પણ **એક દિવસ ત્હારી જિહ્વા બંધ રાખ;** એટલે ત્હને જણાશે કે બીજેજ દિવસે ત્હારાં કાર્યો અને કર્ત્તવ્યોનો માર્ગ કેવો સરલ થઇ ગયો છે! અને બ્હારના વિઘ્નકર્ત્તા ધ્વનિ બંધ થયા કે તરતજ આંતરમાં રહેલા અવાક્ મજૂરોએ

---

૨. વિલ્યમ: William the Silent: (૧૫૩૩-૮૪) ડચ પ્રજાસત્તાક રાજ્ય પોતાની સ્વતંત્રતાને માટે ત્હેનેજ આભારી છે. રાજ્યદ્વારી પુરુષ તરીકે ત્હેના પોતાના કાલમાં તે બહુ ખ્યાતિ ધરાવે છે.

કેટલો અશુદ્ધ કચરો નિર્મૂળ કરી નાંખ્યો છે! ફ્રૅચમૅન કહે છે તેમ બહુધા વાણી તે વિચારને છૂપાવનારી શક્તિ નથી પણ ત્હેને એવી રીતે રૂંધી નાખનારી અને અટકાવનારી શક્તિ છે કે જેથી પરિણામે કાંઇ છૂપાવવાનું રહેજ નહિં. વાણીનો પ્રભાવ મહાન છે, પરન્તુ અતિ મહાન નથી. સ્વિસ કહેતી કહે છે તે પ્રમાણે: "વાણી રજતમય છે, મૌન સુવર્ણમય છે;" અથવા તો કદાચ હું લખું છું તે પ્રમાણે: "વાણી કાલની છે, મૌન–નિઃશબ્દતા અનન્તતાનાં છે."

"મધુમક્ષિકા અન્ધકાર સિવાય પોતાનું કાર્ય કરશે નહિં; વિચાર મૌન સિવાય અસ્ખલિત વ્હેશે નહિં; તેમજ સદ્ગુણ ગુપ્તતા સિવાય ઉદ્ભવશે નહિં."

શબ્દવડે કરીને કાંઇ સત્ય સંદેશો એક મનુષ્ય પાસેથી બીજા મનુષ્ય પાસે જઇ શકે છે

**વાણીની નિર્બલતા—મૌનનો અનાદર કરવાથી આપણને ખમવી પડતી ખોટ.**

એમ ધારવું કેવળ મિથ્યા છે. જો પ્રેમલિંગનું ચિત્ર એક શૂન્યથી અથવા અમૂક સંખ્યાથી બતાવી શકાય તેમ હોય તો આત્માની ઓળખાણ ઓષ્ઠ અથવા જિહ્વાથી આપી શકાય; પરન્તુ જે ક્ષણે આપણે એક બીજાને કાંઇ કહેવું હોય છે તેજ ક્ષણે આપણે મૌન ધારણ કરવું પડે છે, અને તેવે સમયે જો આપણે અદૃશ્ય લાગતી નિઃશબ્દતાની આજ્ઞાનો અનાદર કરશું તો આપણે એવી અનન્તકાલ સુધીની ખોટ ખમશું કે જેનો બદલો મનુષ્યજ્ઞાનના સર્વ ભંડાર પણ વાળી શકશે નહિં; કારણ કે આપણે તે સમયે અન્યના આત્માને સુણવાની અને આપણા આત્માને અસ્તિત્વ અર્પવાની (પછી તે ફક્ત એક ક્ષણ માટેજ હોય તોપણ શું?) અમૂલ્ય વેળા ગૂમાવી હશે; અને જગતમાં એવાં અનેક જીવન હશે કે જે જીવનમાં આવી વેળા દ્વિતીય વખત નહિં આવી હોય.

**વાણીનો ઉપયોગ ક્યહારે કરવો ?- વ્હાલાંના મૌન-ના સંભારણાં.**

જ્યહારે આપણા જીવનની ગતિ મંદ હોય, જ્યહારે સત્યતા દૂર દૂર હોય, અને જ્યહારે આપણે આપણા બંધુઓનું અસ્તિત્વ ભૂલી જવા માગતા હોઇએ ત્યહારેજ આપણે વાણીનો ઉચ્ચાર કરીએ છીએ. અને જે વેળા આપણે તેમ કરીએ છીએ કે તરતજ આપણને એવી પ્રેરણા થાય છે કે સ્વર્ગના દ્વાર બંધ થાય છે. અને તેથીજ આપણે મૌનને હૃદયસરસું ચાંપીએ છીએ અને ત્હેનો ઉપયોગ કરતાં ખંચાઇએ છીએ; અને ગમે તેવો પ્રમત્ત મનુષ્ય પણ પ્રથમ મુલાકાતે ત્હેનો ઉપયોગ કરતો નથી. આપણામાં અમાનુષી સત્યોની એક એવી પ્રેરણાશક્તિ રહેલી છે કે જેથી આપણે જેમને ઓળખવા ઇચ્છતા નહિં હોઇએ ત્હેમના પ્રત્યે મૌનં ધારણ કરવામાં ભય રહેલો છે એમ ચેતી જઇએ છીએ: કારણ કે મનુષ્યો વચ્ચે ભલે વાણીનો વ્યવહાર ચાલે પણ જો કદી મૌનને એક ક્ષણ પણ અસ્તિત્વમાં

આવવાનો અવકાશ મળે તો પછી તે કદી પણ નષ્ટ થઇ શકશે નહિં; અને ખરે; આપણું ખરૂં જીવન તો કેવળ મૌનનુંજ બનેલું છે. મૌન પોતે પોતાનું હૃદય ત્હમારા સમ્મુખ ઉઘાડું કરે તેટલા માટે જે મૌનની સહાય ત્હમારે માગવી પડશે તે મૌનની છાયામાં ત્હમે ઉંડું મનન કરો અને જો એક ક્ષણ પણ ત્હમને ત્હમારા આત્મામાં, જ્યહાં સ્વર્ગીય દૂતો રહે છે તે ઉંડાણમાં ઉતરવાનું મળે તો ત્હમને જણાશે કે જેને ત્હમે અત્યંત સ્નેહથી ચ્હાતા હતા ત્હેની વાણી અથવા તો ત્હેની ચેષ્ટા નહિં, પણ ત્હમે ઉભયે અન્યોન્ય જે મૌન અનુભવ્યું હશે તે મૌનજ પુનઃ ત્હમારા સમીપ ખડું થશેઃ કારણ કે મૌનનો ભાવજ ત્હમારા પ્રેમ અને આત્માના ભાવને પ્રકાશમાં લાવશે.

**પ્રવૃત્તિમય અને નિવૃત્તિમય મૌન-ત્હેમનો પ્રભાવ.**

અત્યાર સૂધી મ્હેં **પ્રવૃત્તિમય મૌન** વિશેજ લખ્યું છે પરન્તુ એક **નિ**-વૃત્તિમય મૌન પણ છે કે જે મૌન નિદ્રા, મૃત્યુ અને અસ્તિત્વના અભાવની છાયા

છે. તે તંદ્રાનું મૌન છે અને જ્યહાં સુધી તે નિદ્રાની અવસ્થામાં હોય ત્યહાં સુધી વાણીના કરતાં પણ ઓછું ભયકર્ત્તા છે; પરન્તુ સહસા કોઇ બનાવથી તે જાગૃત અવસ્થામાં નહિં આવી જાય ત્હેને માટે આપણે લક્ષ રાખવું જોઇએ, કારણ કે જો તેમ થાય તો તરતજ પ્રવૃત્તિમય મૌન ત્હેના સિંહાસન ઉપર આરૂઢ થઇ જશે. તુમે સાવધાન રહો. એ આત્મા એકેકની તરફ આકર્ષાશેઃ અંતરાય ટળી જશે, દ્વારો ઉઘડી જશે, અને દરરોજના સામાન્ય જીવનને બદલે, જ્યહાં સર્વ નિરાયુધ છે, જ્યહાં અટ્ટહાસ્ય આવી શકતું નથી, જેમાં આજ્ઞા જેવો શબ્દજ નથી અને જેમાં કોઇ પણ વસ્તુ કદી વિસરાતીજ નથી તેવું ઉંડું, અનન્ય વૃત્તિવાળું જીવન પ્રવર્તશે.

અને આપણે આ ઘેરાં બલને અને ત્હેના ભયકારક પરિણામને જાણીએ છીએ તેથી કરીનેજ આપણે મૌનના આટલા તીવ્ર ભયમાં રહીએ છીએ. જ્યારે જરૂર પડે ત્યહારે આપણું મૌન–

એકાંતનું મૌન સહન કરી શકીએ છીએ: પરન્તુ ઘણા મનુષ્યોનું મૌન—દ્વિગુણ, ત્રિગુણ, અનેક ગુણ મૌન—અને સૌથી તો આખા મ્હોટા સમૂહનું મૌન-આ સર્વ એવો અમાનુષિક ભાર છે કે તેથી સૌથી હિંમતવાન આત્માઓને પણ ભય ઉત્પન્ન થાય છે. જે સ્થળે મૌન નથી—નિઃશબ્દતા નથી તેવાં સ્થલો શોધવાને આપણે આપણા જીવનનો મ્હોટો ભાગ વ્યતીત કરીએ છીએ. જ્યહાં બે ત્રણ પુરૂષો મળ્યા કે તરતજ આ અદૃષ્ય શત્રુને કેમ ન્હસાડવો એજ વિચાર ત્હેમના હૃદયમાં ઉદ્ભવે છે; અને મૌન પ્રત્યેનો સામાન્ય તિરસ્કાર એજ ત્હેમનો પાયો છે એમ કેટલી બધી મિત્રાચારીનાં સંબંધમાં કહી શકાય તેમ છે! અને સર્વ પ્રયત્નો છતાં પણ જો મૌન અમુક પુરુષો વચ્ચે ઉદ્ભવી નીકળે છે તો ત્હેમનામાં અશાંતિ પ્રસરી રહે છે, અને અદૃષ્ય વસ્તુઓની ભેદી દિશામાં ત્હેમની દૃષ્ટિ ભટકે છે: અને દરેક પુરુષ સહસા બલથી પ્રવેશ કરનાર શત્રુથી ન્હાસતો

પોતાના માર્ગે ચાલ્યો જાય છેઃ અને રખેને પુનઃ તેવાજ પ્રકારની આફત આવી પડે એવા ભયથી અને રખેને ત્હેમાંનો એકાદ પુરુષ કપટથી શત્રુને દ્વાર ઉઘાડી આપે એવી શંકાથી દરેક પુરુષ બીજાનો સંબંધ ટાળે છે.

**જેમણે મૌનને સેવ્યું છે તે પુરુષોને ધન્ય છે.**

મૌનને આપણે સત્ય રીતે સ્હમજીએ અને આદરથી સત્કારીએ એવી પળ તો આપણાંમાંના ઘણાના જીવનમાં બે કે ત્રણ વખતજ આવે છે. બહુ ગંભીર પ્રસંગેજ આ ગહન મ્હેરેણાને આપણે સત્કારીએ છીએ; પરન્તુ જ્ય્હારે તેવા પ્રસંગો આવે છે ત્ય્હારે તો સત્કારને અનુપમ રૂપ ન આપે એવા મનુષ્યો બહુજ થોડા હોય છે. કારણ કે સૌથી દુર્ભાગી મનુષ્યોના જીવનમાં પણ એવી પળ હોય છે કે જ્ય્હારે જાણે દેવોના જેટલું જ્ઞાન પોતે સંપાદન કર્યું હોય તેમ તે પળે શું કરવું તે તેઓ જાણે છે. જે દિવસે

ત્હમે ત્હમારાં પ્રથમ મૌનને હૃદયમાં કાંઈ પણ ભીતિ વિના મળો તે દિવસ સ્મરણમાં રાખો. અતિ વિષમ સમય આવી પહોંચે છે; મૌન ત્હમારા આત્માને મળે છે. જીવનના અવાચ્ય ઉંડાણમાંથી, ભય અથવા સમુદ્રના અંદરના સમુદ્રના ઉંડાણમાંથી ઉભાં થતાં મૌનને ત્હમે જૂઓ છો પરન્તુ ત્હમે ન્હાસતા નથી......સ્વગૃહે આવતાં, વિખુટાં પડવાની ક્ષણે, અદ્દભૂત આનન્દની વચ્ચે, મૃત્યુના બિછાના સમ્મુખ અથવા તો ભયાનક દુઃખના આગમન વેળા તે મૌન ઉત્પન્ન થયું હોય છે. તે વેળાએ ત્હમારામાં અનેક છૂપાં રત્નો ઝળઝળાટ કરી રહે છે અને નિદ્રિત સત્યો જીવન ધારણ કરે છે ત્હેનો વિચાર કરો અને પછી મ્હને કહો કે શું એ મૌન પવિત્ર અને આવશ્યક નહતું? જે શત્રુના આલિંગનોથી ત્હમે નિરંતર દૂર ન્હાસતા હતા તે આલિંગનો સ્વર્ગીય નહતાં? દુર્દશાની નિઃશબ્દતાના ચુમ્બનો—અને બહુધા દુર્દશાને વખતેજ નિઃશબ્દતા આપણા પ્રત્યે

ડ૮૭૫



વ્હાલ દાખવે છે-કદી ભૂલી શકાય તેમ નથી. અને તેથી કરીનેજ જે મનુષ્યોને આ પ્રકારનાં વધુ ચુમ્બન મળ્યાં હોય તે અન્યના કરતાં વધુ સત્કારપાત્ર છે. જેના ઉપર આપણા હમેશના જીવનનું ક્ષણભંગુર અંગ રહે છે તે પાણી કેવાં નિ:શબ્દ અને ઉંડાં છે તે કદાચ તેઓજ જાણતા હશે. તેઓ પ્રભુની વધુ સમીપ આવ્યા હોય છે. તેઓએ પ્રકાશ પ્રત્યે જે પ્રયાણ કર્યું હોય છે તે પ્રયાણનું ફ્લ કદી પણ નાશ પામતું નથી, કારણ કે કદાચ આત્મા ઉંચે ઉડ્ડયન કરી શકે નહિં પણ તે કદી ડૂબવાનો તો નથીજ..........

કાર્લાઇલ—જે જીવનની રાજ્યસત્તા નીચે આપણે છીએ ત્હેને જે યથાર્થ રીતે સ્હમજતો હતો તે —પુનઃ બોલી ઉઠે છેઃ " મૌન, તારાઓ કરતાં પણ વધુ ઉંચું અને મૃત્યુના રાજ્ય કરતાં વધુ ઉંડું મૌનનું સામ્રાજ્ય! .....મૌન અને મૌન-ધારી મહાપુરુષો!........તેઓ સૌ સૌના ક્ષેત્રમાં મૌન ધારણ કરીને વિચાર કરતા, મૌન ધારણ

કરીને કાર્ય કરતા, અહિં તહિં વિખરાયલા પડ્યા છે; કોઇ પણ પ્રભાતનું વર્ત્તમાનપત્ર હેમને સંભારતું નથી! તેઓ પૃથ્વીના આત્મારૂપ છે. જે પ્રદેશમાં આમના જેવા પુરુષો થોડાજ હોય અથવા નહિંજ હોય તે પ્રદેશની સ્થિતિ બહુ દુષ્કર છે અને તે આખરે જે સુકાઈ જવાને અને નાશ પામવાને નિર્માણ થયેલ છે તેવાં મૂળ વગરના જંગલના જેવીજ ગણી શકાય."

જે સ્થૂલ નિઃશબ્દતા વિશે કાર્લાઇલ બોલે છે ત્હેના કરતાં પણ વિશેષ પ્રભાવવાળી અને દુષ્પ્રાપ્ય સત્ય નિઃશબ્દતા મનુષ્યજાતિને ત્યજી દે એવી દેવી નથી. તે આપણી સર્વ દિશામાં વ્યાપ્ત છે; આપણા જીવનના આંતર આન્દોલનનું મૂળ છે; અને આપણામાંથી કોઈ પણ મનુષ્ય ધ્રુજતી અંગુલીએ પણ દ્વાર ઠોકશે તો તરતજ આજ અહોનિશ સાવધાન રહેતી નિઃશબ્દતા પોતાના દ્વાર ઉઘાડશે.

**મૌનની સર્વ વ્યાપકતા અને સાર્વજનિકતા**

આ વસ્તુ અમર્યાદિત—નિઃસીમ છે, અને ત્હેની કને સર્વ મનુષ્યો સરખાંજ છે; અને મૃત્યુ, દુઃખ અને પ્રેમની સમ્મુખ આ મૌન—પછી ભલે તે રાજાનું હો કે ગુલામનું હો—એકજ સ્વરૂપમાં દૃષ્યમાન થશે અને ત્હેના અભેદ્ય સ્વરૂપ નીચે એકજ પ્રકારનો ભંડાર સંતાડેલો હશે. કારણ કે આ મૌન આપણા આત્માનું આવશ્યક મૌન છે, આપણો અતિ પવિત્ર મઠ છે અને ત્હેનું રહસ્ય કદી પણ ગૂમ થશે નહિં; અને જો કદી આ જગતમાં પ્રથમ જન્મ લેનાર પુરુષ છેલ્લાં જન્મ લેનાર પુરુષને મળે તો પણ એક સામાન્ય આન્દોલન ત્હેમના હૈયાંને હલમલાવશે અને ઉભય વ્હાલમાં, ભયમાં અને અશ્રુ પાડતી વખતે મૌન ધારીજ રહેશે; એક સામાન્ય આન્દોલન ત્હેમના હૈયાંને સ્પર્શશે અને અસત્ય સિવાય જે કાંઇ કહેવાનું હશે ત્હેને વાણીની સાહાય્ય લેવી નહિં પડે:

અને ઉભયના જીવન વચ્ચે સૈકાઓનું અંતર હશે તોપણ જાણે એકજ પારણામાં ઉછર્યા હોય તેમ એકજ ક્ષણે સહસા જે જ્ઞાન જગતનું યંત્ર બંધ થાય નહિં ત્હાં સૂધી જિહ્વાથી ઉચ્ચારી શકાય નહિં તેવું જ્ઞાન ઉભયને પ્રાપ્ત થશે......

**મૌનની છાયા-માંજ આપણો આત્મા જાગૃત થાય છે. મૌન પ્રેમનો ભાનુ છે. મનુષ્યો ત્હેનાથી શાને બ્હીએ છે?**

જે ક્ષણે આપણા ઓષ્ઠ મૌન ધારણ કરશે તેજ ક્ષણે આપણો આત્મા જાગૃત થશે અને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થશે; કારણ કે નિઃશબ્દતા એક નવીનતા, ભય અને સુખથી ભરપૂર તત્વ છે અને આવી છાયામાંજ આત્મા સ્વતંત્રતાથી પોતે પોતાને ઓળખે છે. જો ત્હમે ખરેખર ત્હમારૂં હૃદય અન્યને અર્પવા ઇચ્છતા હો તો મૌન ધારણ કરો; અને જો કદાપિ ત્હમે ત્હેની સાથેના વ્યવહારમાં મૌન ધારણ કરતાં બ્હીતા હો—આ બ્હીક જો અદ્ભુત

મનુષ્યોને ઇચ્છતી પ્રેમની પિપાસા કે ઉન્નત અનિશ્ચિતતા હોય તો તો કાંઇ ભય જેવું નથી—તો ત્હેનાથી દૂરજ ન્હાસો, કારણ કે આત્મા, પોતે ક્ય્હાં સૂધી ભયરહિત જઇ શકે તે જાણે છે. કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમની સમ્મુખ અતિ પ્રતાપી પુરુષો પણ મૌન ધારણ કરવાની હિંમત કરતા નથી અને જેને કાંઇ છૂપાવવાનું નથી એવો આત્મા પણ ભય પામી જાય છે કે રખેને મ્હારૂં રહસ્ય કોઇ અન્ય જાણી જાય! કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમની કને મૌન હોતુંજ નથી અને આસાપાસના મૌનનો પણ સંહાર કરી શકે છે; માત્ર આવાજ મનુષ્યો કોઇની દૃષ્ટિએ ચ્હડ્યા વિના પોતાની જીવનયાત્રા પૂરી કરે છે; અદ્‌ભૂત નવીનતા કે પ્રચણ્ડ અને પવિત્ર પ્રકાશના કટિબંધ ઓળંગવાનું ત્હેમના નસીબમાં હોતું નથી. જેણે કોઇ પણ દિવસ મૌન અનુભવ્યું નથી તે મનુષ્ય કેવો હશે ત્હેનો આપણે વિચારજ કરી શકતા નથી. આપણને તો એમજ

થાય છે કે એનો આત્મા અરૂપજ હશે. જેને હું અન્ય સર્વ મનુષ્યોના કરતાં અધિક પ્રેમથી ચ્હાઉં છું ત્હેણે મ્હને એકદા લખ્યું હતું: "હજી આપણે એકેકને ઓળખતાં નથી, હજી આપણે અન્યોન્ય સમ્મુખ મૌન ધારણ કરવાની હિંમત કરી નથી." આ કેવળ સત્યજ હતું: કારણ કે હમે ઉભય એકેકને એવાં ચ્હાતાં હતાં કે એ અ-માનુષ કસોટીએ ચ્હડતાં હમને ડર લાગતો હતો. અને જે પ્રત્યેક વખતે હમને ઉભયને નિ:શબ્દતા—અનન્ય સત્યનો ફિરિશ્તો, હૈયાંને અભેદ માર્ગના સંદેશા સંભળાવનાર દૂત—ઘેરી લેતી હતી તે પ્રત્યેક ક્ષણે હમને લાગતું હતું કે ઉભયના આત્મા નમન કરીને, નિર્દોષ અસત્ય, અજ્ઞાન અને બાલ્યાવસ્થાના સરી જતા કાલને અલ્પ સમય માટે ટકાવી રાખવા પ્રાર્થતા........તેમ છતાં પણ ત્હેની નિર્માણ કરેલી ઘટિકા તો આવવાનીજ. તે પ્રેમનો ભાનુ છે, અને જેમ પૃથ્વીના ફળને આ-કાશનો સૂર્ય પરિપક્વ સ્થિતિમાં લાવે છે તેમ

આ સૂર્ય આત્માના ફળને પરિપક્વ બનાવે છે. પરન્તુ મનુષ્યો આનાથી વિના કારણે બ્હીતાં નથીઃ કારણ કે જે મૌન ત્હેમને ઘેરી લેવાનું છે ત્હેનો કેવો પ્રકાર છે, ત્હેના લક્ષણુ શાં છે તે કોઈ પણ મનુષ્ય કહી શકે તેમ નથી. ભલે શબ્દો એનાએજ બોલાયા હોય તોપણ પ્રત્યેક મૌન બીજાં મૌન કરતાં જૂદી જાતનું હોય છે, અને થોડાક અપવાદ બાદ કરીએ તો બે આત્મા ઉપર સરી પડતાં આ પ્રથમ મૌનનો પ્રકારજ આપણાં આખાં ભવિષ્ય ઉપર રાજ્ય કરે છે. બે આત્મા એકમેકમાં મળી જાય છે; પરન્તુ આપણે જાણુતા નથી કે ક્યહાં ?—કારણ કે વિચારકુંડ કરતાં પણ મૌનકુંડ બહુ ઉંચે છે અને ત્હેમાંથી ઉત્પન્ન થતો રસ ક્યહાં તો અતિ કડુ અને ક્યહાં તો અતિ સુમધુર હોય છે. બે સારા અને સમ-શક્તિવાળા આત્મા પણ વખતે પ્રતિકુળ મૌનને જન્મ આપે છે અને અંધકારમાં એકેકની સાથે નિર્દય યુદ્ધ આદરે છે; અને કોઇક વખતે એવું

પણ બને કે એક ગુનેહગારનો આત્મા કોઇ દિવ્ય કુમારિકાના આત્મા સાથે સ્વર્ગીય મૌનના અનેરાં આન્દોલનોથી યોગ સાથે પરિણામની આગાહિ કોઇ કરી શકે તેમ નથી; જે સ્વર્ગ કદી કોઇને ચેતાવતું નથી તે સ્વર્ગમાં આ બનાવ બને છે; અને એથી કરીનેજ એમ બને છે કે અતિ કોમલ પ્રીતમ-પ્રિયા પણ આપણા આત્માના ઉંડાણને ઉજવલ કરનાર આ મહાન કૃતિના ગંભીર આગમનના કાલને છેક અંત સમય સૂધી લંબાવે છે.

કારણ કે તેઓ પણ જાણે છે કે—જે ખરો પ્રેમ છે તે ગમે તેવાં અસ્થિર અને અપક્વ મનુષ્યોને પણ જીવનના મધ્યબિન્દુ તરફ દોરવે છે—જે જીવન ત્હેમણે ગાળ્યું તે તો બંધ દ્વારની આગળ રમતાં બાલકોની રમત જેવુંજ હતું અને હવેજ દ્વાર પાસેની દિવાલો તૂટે છે અને જીવન સ્પષ્ટ સ્થિતિમાં દ્રષ્યમાન થાય છે. આ મૌન પણ અંતરાત્મામાં રહેલા અન્ય દેવો સમાન થઈ પડે છે; અને જો આ પ્રથમ મૌનમાંજ એકતા

નાહિં હોય તો ત્હેમના આત્મામાં કાંઈપણુ પ્રેમ ન ઉદ્ભવે કારણુ કે મૌન પોતાનું સ્વરૂપ કદી ફેરવતું નથી. બે આત્માનાં સમ્બન્ધમાં ત્હેની તીવ્રતામાં ફેર પડે પણુ ત્હેનું સ્વરૂપ તો કોઇ પણુ વખતે ફરેજ નહિં; અને ત્હેના પ્રથમાગમન સમયના ત્હેના સ્વરૂપ, વલણુ અને શક્તિ તે પ્રીતમ—પ્રિયાના મૃત્યુ સૂધી જેવાંને તેવાંજ અચલ રહેશે.

**આત્માના વિકાસાર્થે મૌન આવશ્યકનું છે.**

જેમ જેમ આપણે વયોવૃદ્ધ થતા જઇએ છીએ તેમ તેમ આપણુને સ્પષ્ટ જણાતું જાય છે કે આગળથી નિર્માણુ થએલા સંકેત પ્રમાણેજ સર્વ બને છે: અને આ વિષય સંબંધે આપણે એક શબ્દ પણુ ઉચ્ચારતા નથી, ત્હેના વિશે વિચાર કરવાની પણુ આપણે હિંમત કરતા નથી, તેમ છતાં પણુ આપણી એટલી તો ખાત્રી છેજ કે ક્હાંક ઉંડાણુમાં ત્હેનું અસ્તિત્વ છે. જાણે કે ત્હેના અન્ય મનુષ્ય બંધુઓના નસીબનો પોતે મદદગાર

હોય નહિં તે પ્રમાણે ત્હેના પ્રથમાગમન વખતે ગમે તેવો બાલિશ બુદ્ધિવાળો પુરુષ પણ સ્મિત કરે છે. અને આ પ્રદેશમાં સૌથી વધુ બોલનાર મનુષ્યોને પણ—કદાચ, અન્ય મનુષ્યના કરતાં પણ વિશેષ—એવાં સત્યનું ભાન થાય છે કે બે આત્મા વચ્ચેનો સત્ય, અનન્ય સમ્બન્ધ શબ્દોવડે કદી પણ દર્શાવી શકાતો નથી. જો હું આ ક્ષણે ત્હમારી સાથે સર્વથી ગંભીર વિષયો—પ્રેમ, મૃત્યુ કે કિસ્મત્ વિશે વાત કરવા ઇચ્છતો હોઉં તો હું પ્રેમ, મૃત્યુ કે કિસ્મત્‌ને સ્પષ્ટ દર્શાવી શકું નહિં; અને હું ગમે તેવા યત્નો કરૂં તોપણ આપણી વચ્ચે એક એવું સત્ય તો બાકી રહી જાય કે જે ઉચ્ચારાયું નહિં હોય અને આપણે બોલવાનો વિચાર પણ નહિં કર્યો હોય; તેમ છતાં આપણી સાથે અનુક્ત છતાં પણ જે સત્ય એક ક્ષણ રહી જશે અને તે અલ્પ સમયમાં પણ આપણને પોતાનામાં એકાકાર કરી દેશે તે આ જ સત્ય છે. કારણ કે આ જ સત્ય આપણને પ્રેમ, મૃત્યુ કે કિસ્મત્‌ના સત્ય સ્વરૂપનું ભાન કરાવે છે અને નિઃશબ્દતામાંજ

આપણે હેને સ્હમજી શકીએ છીએ. તે વખતે મૌન સિવાય અન્ય વસ્તુઓ કાંઇ પણ ઉપયોગની જણાશે નહિં. એક ન્હાની બાલવાર્ત્તામાં એક બાલક કહે છે: "મ્હારી બ્હેનો! ત્હમારા હૃદયમાં એક ખાનગી વિચાર છે તે હું જાણુવા માગું છું." આજ પ્રમાણે સર્વ મનુષ્યો જાણુવા માગે છે તેવું આપણી કને પણ કાંઇક છે, પણ તે ખાનગી વિચાર કરતાં પણ બહુ ઉંડાણુમાં છૂપાયલું છે-તે આપણું ખાનગી, છાનું મૌન છે, પરન્તુ સર્વ પ્રશ્નો વ્યર્થ છે. જ્યહારે આપણો આત્મા બ્હીકથી ચમકે છે ત્યહારે હેની બ્હીક આ છાની ગુહામાં રહેલાં આપણાં દ્વિતીય જીવનની આસપાસ દિવાલ સમી બની જાય છે; અને જો તે ગુહામાં શું છે તે જાણુવાની આપણી ઇચ્છા હોય તો આપણે આપણામાં મૌનને ઉત્પન્ન કરવું જોઇએ; કારણ કે તોજ અનન્તતાનાં પુષ્પો-આપણા આત્માની સાથે રહેલાં અને હેમાં થતા ફેરફારને અનુસરતાં રંગ અને સ્વરૂપમાં ફરતાં

ભેદી પુષ્પો-પોતાની પાંખડી ક્ષણભર વિકસાવશે. જેમ સુવર્ણ અને રૂપાંનું વજન ચોખ્ખા પાણીમાં થાય છે તેમ આત્મા પોતાનું વજન નિ:શબ્દતામાં જોખે છે, અને આસપાસ વિંટળાઇ રહેલી નિ:શબ્દતા વિનાના શબ્દોમાં કશોજ અર્થ હોતો નથી. જો કદી હું કોઇને એમ કહું કે હું ત્હને ચ્હાઉં છું-અને એજ પ્રમાણે મ્હેં અન્ય સો મનુષ્યોને કહ્યું હશે-તો મ્હારા શબ્દો ત્હેને કાંઇ પણ સંદેશો સમજાવી શકશે નાહિં; પરન્તુ જો હું ત્હેને ખરેખર ચ્હાતો હોઉં તો જે મૌન હમારા ઉભયની વચ્ચે ઉત્પન્ન થાય તે મૌન મ્હારા પ્રેમના મૂળ કેટલાં ઉંડાં છે તે તાદ્રશ્ય બનાવી આપશે, અને પરિણામે એક માન્યતા ઉત્પન્ન થશે; અને તે માન્યતા પણ મૌનવતજ રહેશે; અને આખા જીવન પર્યન્ત આ મૌન અને આ માન્યતા કદી પ્રથમના જેવાં થશે નાહિં...........

શું પ્રેમરસનો નિર્ણય કરનાર તે મૌન નથી ?

**પ્રેમ મૌન તે તો આપણુંજ—અન્ય મૌન નહિં. મનુષ્યો આ મૌનથી અનેક રહસ્યો જાણી શકયાં છે.**

મૌન વિનાનો પ્રેમ ત્હેના સનાતન સત્ય અને સુગંધિ વિનાનો થઇ જાય. ઓઇને જૂદા પાડતાં, આત્મા સાંધનારાં મૌનથી ભરેલી ઘટિકાઓથી કોણ અજાણ્યું છે? આજ ઘટિકાઓને પ્રાપ્ત કરવાને આપણે નિરંતર પ્રયાસ કરવો જોઇએ. પ્રેમના મૌન કરતાં અન્ય કોઇ મૌન વધુ નમ્ર નથી અને જેને આપણે આપણું પોતાનું કહી શકીએ તેવું મૌન આ એકજ છે. અન્ય મહાન મૌન—મૃત્યુનાં, દુઃખનાં અથવા કિસ્મતનાં—આપણાં નથી. આ સર્વ મૌન, બનાવોના પરિણામે પોતે નિર્માણ કરેલા કાલે આપણી કને આવે છે અને જે મનુષ્યો કને તે આવતાં નથી તે મનુષ્યોએ ત્હેમાં પોતાનો દોષ કહાડવાનો નથી. પરન્તુ પ્રેમ મૌનને તો આપણે જાતેજ મળવા જઇ શકાય. તે તો આપણા માટે અહોનિશ,

દિવસ અને રાત્રિ આપણા દ્વાર કને ઉઘુંજ હોય છે અને સૌન્દર્યમાં અન્ય મૌન કરતાં કોઇ પણ પ્રકારે આ મૌન ઉણપ ધરાવતું નથી. અને જે મનુષ્યોએ ક્વચિતજ રૂદન કર્યું છે તે મનુષ્યો પણ જેમણે અનેક દુઃખ સહ્યાં છે ત્હેમની પેઠેજ આત્માના જીવનને ઓળખી શકે છે તે આ મૌનને લઇનેજ છેઃ અને તેથી કરીનેજ આપણામાંના જે મનુષ્યોએ અનન્ય પ્રેમથી ચ્હાયું હશે તે બીજાઓથી અગમ્ય એવાં અનેક રહસ્યો જાણી શક્યા છે; જ્યહાં મિત્રતા અને પ્રેમ નથી ત્યહાંના ઓષ્ઠના મૌનમાં જેનો વાસ નથી એવી હઝારો વસ્તુઓ, ખરી મિત્રતા અને ખરા પ્રેમના ઓષ્ઠ ઉપર રહેલાં મૌનપ્રદેશમાં તરવરી રહી છે......



# પૂર્વજીવન.

૧.

**આપણું પૂર્વજીવન-વર્ત્તમાન અથવા ભવિષ્યના કરતાં પૂર્વમાં સમાયેલું જીવન વધુ ગંભીર અને વધુ ઉત્સાહિ છે.**

આપણું પૂર્વજીવન આપણી પાછળ દૂર દૂર ક્ષિતિજમાં ભળી જતી વસ્તુઓની પેઠે પથરાયલું છે. ધુમ્મસમાં લપટાયલાં કોઇ ઉજડ શહેરની પેઠે તે ક્ષિતિજ ઉપર નિદ્રા ધોરે છે. કેટલીક ટોચો ત્હેની મર્યાદા સૂચવે છે અને આકાશમાં પ્રાધાન્ય ભોગવતી વિચરે છે; કેટલીક હજી પ્રકાશથી ઉજવલ અને કેટલીક વિસ્મૃતિના ભાર નીચે અર્ધનાશવંત સ્થિતિને અને ધીમે ધીમે જર્જરિત થતી અવસ્થાને પામતી ઇમારતોની પેઠે, કેટલાંક ઉપયોગી કાર્યો આપણી દ્રષ્ટિએ ચડે છે. વૃક્ષો નિષ્પત્ર હોય છે, દિવાલો તૂટતી જાય છે અને

સર્વત્ર અન્ધકાર ધીમે ધીમે છવાતો જાય છે. કોઇ કોઇ વખત, ધીમે ધીમે નાશ પામતી સ્મૃતિ ઐન્દ્રજાલિક પ્રકાશથી હેમને ક્ષણભર ઉજ્વલ કરે છે તે સિવાય ત્હાં સર્વ વસ્તુઓ મૃત અને ગતિહીન જણાય છે. આપણાં નાશ પામતાં સંભારણાથી પ્રાપ્ત થતા આ ક્ષણિક ઝબકારા સિવાય ત્હાં સઘળું ગાઢ સ્તબ્ધતાને અને નિરંતરની સ્થિરતાને પામેલું અને આપણા વર્ત્તમાન અને ભવિષ્ય જીવનથી એક નહિ ઓળંગી શકાય તેવી નદીથી છૂટું પડેલું જણાય છે.

ખરૂં જોતાં તે સજીવ છે, અને આપણામાંના કેટલાકની દ્રષ્ટિએ તે વર્ત્તમાન કે ભવિષ્યના કરતાં પણ વધુ ગંભીરતા અને વધુ તીવ્રતાને પામેલું છે. સત્ય રીતે જોતાં આ મૃત શહેર આપણા અસ્તિત્વની તીવ્ર ઉર્મિઓના નિવાસસ્થાન રૂપે છે; અને ત્હાંથી શું પ્રાપ્ત થઇ શકશે હેનો આધાર મનુષ્યો ક્યાં દ્રષ્ટિબિન્દુથી હેને નિહાળે છે હેના ઉપરજ રહેલો છે; કેટલાકો ત્હાંથી સર્વસ્વ મેળવી શકે છે અને કેટલાકો ત્હાં પોતાનું સર્વસ્વ ગુમાવે છે.

## ૨.

## પૂર્વજીવન તેજ આપણા જીવનનું ખરૂં મૌનવત પણ માર્ગદર્શક બલ છે.

પ્રેમ અને સુખ, નસીબ, ન્યાય અને જે બલવાન આન્દોલનોથી આપણે આકર્ષાઇએ છીએ તે બલવાન આન્દોલનો રૂપે ગણાતી ઝાંખી પણ તેથી કરીને બલમાં ન્યૂન નહિં એવી આધ્યાત્મિક શક્તિઓમાંની ઘણીની ભાવનાને ઘણે અંશે મળતી આપણી પૂર્વજીવનની ભાવના છે. આપણને આપણા વિચારો આપણા પૂર્વજો તરફથી તૈયારજ મળેલા હોય છે, અને જ્યહારે આપણી દ્વિતીય ચેતના જાગૃત થાય છે અને ભવિષ્યમાં કાંઇ પણ કાર્ય સત્યાસત્યનો નિર્ણય કર્યા સિવાય કરવામાં આવશે નહિં એવી પોતાની શ્રદ્ધાથી મગરૂબ થઇને, તે, આ વિચારોનું બહુજ સંભાળથી પૃથક્કરણ કરવા માંડે છે, ત્યહારે પણ જે વિચારો આગળ પડીને કોલાહલ કરે છે ત્હેનાજ પૃથક્કરણમાં તે પોતાનો કાલ ગૂમાવે છે અને ત્હેની

સમીપજ રહેલા પણ મૌન ધારણ કરી રહેલા વિચારો પ્રતિ પોતાનું લક્ષ દોરવતી નથી. અને સામાન્ય રીતે એમ બને છે કે આ વિચારોને શોધવાને આપણે દૂર જવું પડતું નથી. તે આપણામાંજ છે અને આપણાજ સમ્બોધનની તે રાહ જૂએ છે. હેમણે મૌન ધારણ કરેલું હોય છે તેમ છતાં તે સુસ્ત નથી. જડવાદીઓના ટોળાંના અવાજ અને કોલાહલથી વીંટળાયલા, તેઓ આપણા સત્યજીવનના અમૂક ભાગને શાંતિથી દોરવે છે અને હેમના અન્ય આત્મસંતોષી બંધુઓના કરતાં તેઓ સત્યની વધુ સમીપ હોય છે તેથી ઘણીવાર એવું બને છે કે તેઓ હેમના કરતાં વધુ સારા અને સુન્દર હોય છે.

---

## ૩

## પૂર્વજીવન—હેની પીડાકારક પ્રકૃત્તિ.

જે વિચારો આપણી પૂર્વજીવનની ભાવનાના

માર્ગસૂચક છે અને હેને કિસ્મત્ સરખા ભવ્ય અને સ્થિર બલના રૂપમાં ફેરવી નાખે છે તે વિચારો, આપણુને આપણા પૂર્વજો તરફથી ઉતરી આવેલ સઘળા વિચારો કરતાં વધારે દુરાગ્રહી હોય છે– આ બલ આખરે તો એક એવા પ્રકારનું કિસ્મત્ બની જાય છે કે જે ઉંધી દિશામાં કાર્ય કરે છે, સીધી દિશામાં કાર્ય કરતાં કિસ્મત્ પ્રત્યે પોતાના હસ્ત લંબાવે છે અને હેને આપણી શૃંખલાની છેલી કડી સોંપી દે છે. સરખા પ્રકારના દુરાગ્રહી બલથી એક કિસ્મત્ આપણુને પાછળ હઠાવવા પ્રયત્ન કરે છે અને બીજું આગળ વધવાને સમજાવે છે. પરન્તુ કદાચ પૂર્વજીવનનું દુરાગ્રહી બલ વધુ ભયાનક અને વધુ ભીતિકારક લેખી શકાય. વખતે એક મનુષ્ય કિસ્મત્ ઉપર આસ્થા નહિં રાખતો હોય–તે એક એવી જાતની દેવી છે કે જેનો હુમલો ઘણાકોએ નહિં અનુભવ્યો હોય– પરન્તુ એવો એક પણ મનુષ્ય નહિં હોય કે જે પૂર્વજીવનની દુઃખદાયક–પીડાકારક અસર સ્વીકાર-

વાની ના પાડવાનો યત્કિંચિત પણ વિચાર રાખતો હોય. વ્હેલે મોડે ત્હેની અસર જણાવાનીજ. જે મનુષ્યો અદ્રષ્યની શક્તિને સ્વીકારવાની ના પાડે છે તે મનુષ્યો પણ પૂર્વજીવનને અનેક શક્તિઓથી ભરપૂર ગણે છે અને પરિણામે ઈન્દ્રભૂમિમાંથી[1] ત્હેમણે જે સર્વ દેવદેવીઓને રજા આપી દીધી છે તે દેવદેવીઓને સ્થાને ત્હેમણે પૂર્વજીવનને વધુ ઉગ્ર અને ભયાનક દેવ તરીકે સ્થાપિત કર્યું છે.

---

## ૪

**જેટલું વર્ત્તમાનજીવન આપણું છે તેટલુંજ પૂર્વજીવન પણ આપણુંજ છે–ભવિષ્યજીવન કરતાં પણ પૂર્વજીવનને આપણે વધુ સ્હેલાઈથી દોરવી શકીએ છીએ.**

---

૧. ઈન્દ્રભૂમિ=Olympus=ગ્રીસમાં એક પર્વત છે. ગ્રીક લોક એમ માનતા હતા કે આ પર્વત ઉપર સર્વ દેવદેવીઓ રહે છે.

જે અનેક વસ્તુઓ મનુષ્યહૃદયને સાલે છે અને હેમને શોકગ્રસ્ત બનાવે છે હેમાંથી પૂર્વજીવનની તીવ્રતા એ મુખ્યમાંની એક છે; અને તેમ છતાં પણ જો આપણે તે તીવ્રતાનો કેવી રીતે સદુપયોગ કરી શકાય તે જાણતા હોઇએ તો હેના જેવી નમ્ર અને જે આજ્ઞા આપણે બહુ સ્હેલાઇથી આપી શકીએ તેમ છીએ તે આજ્ઞાનું પાલન કરવાને આતુર બીજી કોઈ વસ્તુ નથી. ખરૂં જોતાં જો આપણે વિચાર કરશું તો જણાશે કે જે સમ્બન્ધ આપણું વર્ત્તમાનજીવન આપણી સાથે ધરાવે છે તેવોજ સમ્બન્ધ પૂર્વજીવન પણ ધરાવે છે અને ભવિષ્યજીવન કરતાં હેને બહુ સ્હેલાઇથી દોરવી શકાય તેમ છે. વર્ત્તમાનજીવનની પેઠે અને ભવિષ્યજીવન કરતાં કાંઇક અધિક અંશે હેનું અસ્તત્વ આપણા વિચારમાં ઓતપ્રોત થએલું છે અને આપણો હસ્ત હેના સુકાનસમાન છે: આપણે પાછાં સજીવન કરી શકીએ તેવાં ખંડીએરોવાળાં આપણાં સ્થૂલ પૂર્વજીવનના સમ્બ-

ન્યમાંજ આ સિદ્ધાન્ત ખરો છે એમ નથી; પ્રાયશ્ચિત કરવાની આપણી મંદ ઇચ્છાઓ જ્હાં જઈ શકતી નથી તેવા પ્રદેશોને માટે પણ તે ખરો છે, તદુપરાન્ત, આપણા નૈતિક પૂર્વજીવનના અને ત્હાં જે બનાવોને આપણે બહુ દુઃસાધ્ય ગણીએ છીએ ત્હેમના સમ્બન્ધમાં પણ તે સિદ્ધાન્ત ખરો છે જ.

---

## ૫

### પૂર્વજીવન સમ્બન્ધે કેટલાક પ્રચલિત અસત્ય વિચારો.

"પૂર્વજીવન ભૂતકાળમાં ભળી ગયું છે," એમ આપણે બોલીએ છીએ તે અસત્ય છે, પૂર્વજીવન નિરંતર આપણી સમ્મુખજ છે. "આપણા પૂર્વજીવનનો ભાર આપણેજ વહન કરવો પડે છે," એમ આપણે નિશ્વાસ મૂકીને વદીએ છીએ તે પણ અસત્યજ છે; આપણો ભાર પૂર્વજીવન વહન કરે

છે. "પૂર્વજીવન કોઇથી ભૂસી શકાવાનું નથી," એમ આપણે ઉચ્ચારીએ છીએ તે પણ અસત્ય છે; આપણાં મનોબલના યત્કિંચિત પ્રયત્નથીજ, પૂર્વજીવનમાંના જે કાર્યોને આપણે ભૂસી નાંખવાં હોય ત્હેમને વર્ત્તમાનજીવન અને ભવિષ્યજીવન ભૂસી શકે છે. "અક્ષય, અસાધ્ય, સ્થિર પૂર્વજીવન!" આપણે સહસા બોલી ઉઠીએ છીએ તે પણ અન્યના જેવુંજ અસત્ય છે. જે મનુષ્યો આ પ્રમાણે વદે છે ત્હેમના સમ્બન્ધમાં તો વર્ત્તમાનજીવનજ સ્થિર છે, વર્ત્તમાનજીવનજ કોઇપણ કાર્યમાં ફેરફાર કરી શકતું નથી. "મ્હારૂં પૂર્વજીવન પાપમય છે, દુઃખમય છે, શૂન્ય છે; હું પાછળ નઝર ફેરવું છું તો સૌન્દર્ય, સુખ કે પ્રેમની એક ઘટિકા પણ મ્હારી દ્રષ્ટિએ પડતી નથી; મ્હને ફક્ત જીર્ણ ખંડીએરોજ જણાય છે......" એમ આપણે નિરાશાથી કહીએ છીએ તે પણ અસત્ય છે, કારણકે જે ક્ષણે ત્હમે તે દિશામાં દ્રષ્ટિ ફેરવો છો તે ક્ષણે ત્હમારી પોતાની કલ્પેલી વસ્તુઓજ ત્હમારી નઝરે પડે છે.

---

## ૬

**આપણું પૂર્વજીવન આપણા વર્ત્તમાનજી-વન ઉપરજ સર્વ આધાર રાખે છે અને જેમ જેમ વર્ત્તમાનજીવન બદલાતું જાય છે તેમ તેમ તે પણ બદલાતું જાય છે.**

આપણું પૂર્વજીવન આપણાં વર્ત્તમાનજીવન ઉપરજ ટકી રહેલું છે અને વર્ત્તમાનજીવનમાં થતા ફેરફારના પડઘા તે ઝીલે છે. આપણું પૂર્વજીવન આપણી સ્મરણશક્તિમાં રહેલું છે; આપણા હૃદય અને મગજથી પોષાતી અને ત્હેમના આન્દોલ-નોથી ડોલાતી આપણી સ્મરણશક્તિ આ પૃથ્વીમાં સૌથી અસ્થિર, સૌથી પરતંત્ર અને સૌથી કોમળ હૃદયી છે. પૂર્વજીવનની સાથેનો આપણો સમ્બન્ધ, આપણે ભૂતકાળમાં શું કર્યું છે અને આપણે શા શા અનુભવો ખેડયા છે ત્હેની સાથે નથી પરન્તુ વર્ત્તમાન સમયે તે તે અનુભવોના સાત્વિક પ્રત્યા-ઘાત શા શા થાય છે અને આપણા હૃદયમાં

ઉત્પન્ન થતી દિવ્યોર્મિઓને ત્હેમનાથી કેવું પોષણ મળે છે ત્હેની સાથે છે. અને આપણામાના દિવ્યાત્માને જન્મ આપનાર આ સાત્વિક પ્રત્યાઘાત આપણે જે રૂપમાં આપણાં પૂર્વજીવનને લઇએ તે રૂપથી દોરાય છે અને આપણામાં રહેલો સાત્વિક અંશ જે રીતે બદલાય છે તે રીતે બદલાય છે. પરન્તુ જેમ જેમ આપણી ઉર્મિઓ કે બુદ્ધિ વિકાસ પામતાં જાય છે તેમ તેમ આ સાત્વિક અંશમાં પણ ફેરફાર થતો જાય છે અને પછી એક ક્ષણમાં પૂર્વજીવનની શિલાઓ ઉપર નિરંતરને માટે કોતરાઇ રહેલી દેખાતી સૌથી સ્થિર વસ્તુઓ પણ તદ્દન જૂદુંજ રૂપ ધારણ કરે છે; ત્હેમની નસોમાં નવું રક્ત વહેવા માંડે છે અને ત્હેમાંના એકેએક અંગો ગતિમાન થાય છે અને પરિણામે આપણને વિશાળ અને ઉચ્ચ જ્ઞાન સંપાદન થાય છે અને આપણી સ્મરણશક્તિ ત્હેમની સાથે અનેરાં ઉદ્ભયનો કરે છે; અને જે પ્રદેશ એક વખતે અન્ધકારમાં લિપ્ત, જીર્ણ ખંડીએરોના સમૂહ સમાન હતો તે

મનુષ્યોથી છલકાતા અને જીવનથી ધબકતા પ્રદેશ સમાન થઈ જાય છે અને સૂર્યપ્રકાશ ત્યહાં પુનઃ ચળકી રહે છે

---



## આપણું પૂર્વજીવન આપણા માનસિક અને નૈતિક બલથી દોરવાય છે.

આપણે આપણી ઇચ્છાનુસાર આપણાં પૂર્વ-જીવનમાં કેટલીક બાબતો ગોઠવી મૂકીએ છીએ. ત્હેમને આપણી સ્મરણશક્તિના ક્ષિતિજ સમીપ આપણે ખડી કરીએ છીએ અને પછી આપણા હૃદય સાથે વિચાર કરીએ છીએ કે આખી મનુષ્ય-જાતિનાં ભેગાં બલથી પણ જેમાંનું એક અશ્રુ-બિન્દુ લુછાય તેમ નથી અથવા જેમાંની એક પુષ્પકળીને ખીલાવાય તેમ નથી તેવી જાતની સૃષ્ટિ આ બાબતોથી ઉત્પન્ન થએલી છે. અને તેમ છતાં, જે સમયે આપણે કબુલ કરીએ છીએ કે

આ બાબતો ઉપર આપણી હકુમત રહી નથી તે જ સમયે આશ્ચર્યજનક વિરોધોક્તિથી આપણે માનીએ છીએ કે તે બાબતો આપણા ઉપર સમ્પૂર્ણ રીતે રાજ્ય ચલાવે છે; આમાં સત્ય એમ છે કે જે પ્રમાણમાં આપણે હેમના ઉપર અમલ ચલાવવાનો અંકુશ ઢીલો કરીએ છીએ તે પ્રમાણમાં તેઓ આપણા ઉપર પોતાની સત્તા ચલાવી શકે છે. જે મનુષ્યોમાં સાત્વિકવૃત્તિ વિકાસ પામતી અટકી ગઈ હોય છે તેવા મનુષ્યો ઉપરજ પૂર્વ-જીવન પોતાની સત્તા ચલાવી શકે છે; અને જ્યહારે તેમ થાય ત્યહારેજ પૂર્વજીવન અજેય બને છે; તેજ ક્ષણથી આપણા પાછલા જીવનમાં અસાધ્ય-તાનો જન્મ થાય છે અને આપણા ભૂતકાળના કાર્યોનો ભાર આપણને વહન કરવો પડે છે. પરન્તુ જ્યહાંસૂધી આપણા મન અને ચારિત્રનું જીવન અસ્ખલિત આગળ વધે છે ત્યહાંસૂધી પૂર્વજીવન આપણા મસ્તક ઉપર ટીંગાઈ રહે છે અને હેમલેટ[1]

---

૧. હેમલેટ=મહાકવિ શેક્સપીઅરના 'હેમલેટ' નામક નાટકનો નાયક.

પોલોનીઅસને[1] જે વાદળાંઓ બતાવ્યાં હતાં તે વાદળાંઓની માફક આપણી એક દ્રષ્ટિની ઇચ્છાનુસાર આશા કે બ્હીક, શાંતિ કે અશાંતિ જે આપણે આપણા હૃદયમાં પોષતા હોઇએ ત્હેનું સ્વરૂપ ધારણ કરે છે.

---

## ૮.

**પૂર્વજીવન આપણને વશ રાખે એમ નહિં કરતાં આપણે પૂર્વજીવનને વશ રાખવા યત્ન કરવો જોઇએ.**

જેવી આપણી સાત્વિક પ્રવૃત્તિ ક્ષીણ થાય છે કે તરતજ કરેલાં કાર્યો આગળ ધસે છે અને આપણા ઉપર હૂમલો કરે છે; અને જેના અત્યંત

---

૧. પોલોનીયસ=આજ નાટકની નાયિકા ઑફીલીઆનો પિતા. આ નાટક ગુજરાતીમાં "શેક્સપીઅર નાટયકથા સમાજ" નામક પુસ્તકમાં છપાયેલ છે.

દુર્ભાગ્ય હોય તેજ પોતાના દ્વાર ત્હેમને માટે ઉઘાડે છે અને પોતાનો હૃદયપ્રદેશ ત્હેમને સ્વાધીન થવા દે છે ! જેવડે ત્હેની હિમ્મત નાશ પામે તેવાં શસ્ત્રોથી ત્હેને મ્હાત્ કરવાને એક કાર્ય બીજાં કાર્ય સાથે સ્પર્ધા કરશે. ગમે તો આપણું પૂર્વજીવન સુખમય અને ઉચ્ચ હો કે દુઃખમય અને પાપી હો પણ એક નિમંત્રણ પામેલા અતીથિને બદલે તસ્કરની માફક ત્હેને આપણામાં પ્રવેશ કરવા દેવામાં બહુ ભય રહેલો છે. પરિણામે ક્યહાં તો નિષ્ફળ ખેદ અને ક્યહાંતો નિર્બલ પશ્ચાત્તાપ ઉત્પન્ન થશે; અને આ જાતના ખેદ અને પશ્ચાત્તાપ ઉભય હાનિકારક છે. જો આપણે આપણા પૂર્વજીવનમાંથી ત્હેમાંની અમૂલ્ય વસ્તુઓ લેવા માગતા હોઇએ—અને આપણી અમૂલ્ય વસ્તુઓ બહુધા ત્યહાંજ હોય છે—તો જે વખતે આપણું હૃદય બહુજ બલવાન હોય અને ત્હેના અતુલ પ્રભાવ ઉપર આપણી આસ્થા હોય તે વખતે આપણે ત્હેની કને જવું જોઇએ, ત્હેના પ્રદેશમાં પ્રવેશ કરવો જોઇએ અને ત્યહાં અન્યને ત્યજી દઇને

જેની આપણને જરૂર છે તેજ લેવું જોઇએ અને આપણી આજ્ઞા સિવાય આપણા હૃદયગૃહમાં તે નાહિં પ્રવેશે તેવી ત્હેને આજ્ઞા કરવી જોઇએ. આપણા આધ્યાત્મિક બલ વડે કરીને જે વસ્તુઓ પોતાનું જીવન ધારણ કરી શકે છે ત્હેમની માફક આ પણ આપણી આજ્ઞાનું પાલન કરતાં સત્વર શીખી જશે. પ્રથમ, વખતે, તે આપણી સ્હામા થવાનો યત્ન કરશે, યુક્તિપ્રયુક્તિ અને પ્રાર્થના વડે આપણું હૃદય વશ કરવાનો યત્ન કરશે; આપણને લલચાવવા–પટાવવા અનેક યુક્તિઓ આદરશે; નિરંતરને માટે લિપ્ત થઈ ગએલી નિષ્ફળ આશા અને આનન્દ ઉર્મિઓ, તૂટી ગએલાં સ્નેહબંધનો, યોગ્ય શાસન, ક્ષીણ થતી જતી ધિક્કારવૃત્તિ અને જીવનશૂન્ય પ્રેમ, દુરૂપયોગમાં લીધેલી આસ્થા અને મૃત સૌન્દર્યને તે આપણા સમ્મુખ ધરશે; જે એક વખત, જીવનને માટેની આપણી તીવ્રેચ્છાનું અદ્દભૂત મૂલસત્વ હતુ ત્હેને આપણી દૃષ્ટિ સમીપ ખડું કરશે; યાચના કરતું હૃદયનું દર્દ અને નાશ પામતાં જતાં સુખ જે મૃતવત્ ખંડીએરોમાં

ભૂતના ભડકાની જેમ વસે છે ત્હેમના પ્રત્યે આ-
પણું લક્ષ દોરશે. પરન્તુ આપણે આપણી દૃષ્ટિ
કોઈ પણ દિશામાં ફેરવ્યા વિના આગળ ચાલ્યા
જઇશું; જેમ જે કાળાં રક્તના સ્પર્શથી ક્ષણભર
જીવન અને વાચા પ્રાપ્ત થાત તે રક્તને સ્પર્શ
કરતાં, અન્ય પ્રેતોને તો શું પણ જેને પ્રશ્ન પૂછ-
વાની ત્હેને આવશ્યકતા નહતી તેવાં પોતાની
માતાના પ્રેતને પણ પોતાની તરવારથી મહાત્મા
યુલિસીસે[1] સીમેરીઅન રાત્રિએ અટકાવ્યું હતું
તેમ આપણો હાથ સ્મૃતિપડોને વિખેરી નાખશે,
આપણે સીધા જે આનન્દ, જે ખેદ કે જે પશ્ચા-
ત્તાપની સલાહની જરૂર હશે ત્હેની કને જઇશું;

---

૧. યુલિસીસ=ટ્રૉજન યુદ્ધમાંનો એક મહા-
વીર. ટ્રૉય શહેરમાં લાકડાના ઘોડામાં સંતાઇને
દાખલ થનારાઓમાંનો એ એક હતો. યુદ્ધમાં
બલમાં, ડહાપણમાં અને વક્તૃત્વ શક્તિમાં ત્હેણે
ઉત્તમ શક્તિ બતાવી હતી. જગવિખ્યાત 'ઓડેસી'
નામક ગ્રંથનો નાયક.

અથવા તો જો શકય હોય તો બદલો વાળી આપવાના આશયથી જે અન્યાયયુક્ત કાર્યનું આપણે ધ્યાનપૂર્વક પૃથક્કરણ કરવા ઇચ્છતા હોઇએ ત્હેની કને જઇશું. અથવા તો જે અન્યાયવૃત્તિ હજી આપણામાં છે તે ઉપર વિજય પ્રાપ્ત કરી શકાય એ હેતુથી જે દુઃખ આપણે કોઇ મનુષ્યને દીધું હોય—અને તે મનુષ્યો મૃત્યુ પામ્યાં હોય—તે દુઃખનો દેખાવ આપણામાં નૂતન બલ ઉત્પન્ન કરવાને માટે આવશ્યકનો હોય તો ત્હેની કને જઇશું.

---

૯.

**આપણા પૂર્વજીવનથી આપણે દબાઈ જઈશું કે સ્હામા ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકીશું ત્હેનો સર્વ આધાર આપણા નૈતિક વિકાસ ઉપરજ રહેલો છે.**

આપણા ગમે તેટલા પ્રયત્નો છતાં પણ નહિં ભૂસી શકાય તેવા ગુનાહ જો આપણા પૂર્વજીવન-

માં કદાપિ હોય તો પણ જો કદી આપણે કાલ-સ્થિતિનો અને સ્થલસ્થિતિનો અને દરેક મનુષ્યના જીવનના વિશાળ પટનો વિચાર કરીએ તો આપણુ-ને જણાશે કે જે ક્ષણે આપણા હૃદયમાં એમ થાય કે ગમે તેવી લાલચથી અથવા ગમે તેવાં બલથી પણ આપણે પુનઃ તેવા ગુનાહ કરશું નહિં તેજ ક્ષણે તે ગુનાહ આપણા પૂર્વજીવનમાંથી ભૂસાઇ જાય છે. આ જગતે આપણુને આપણા ગુનાહ માટે માફી બક્ષી નથી—બાહ્ય જગત ભૂલી શકતું નથી કે માફી બક્ષી શકતું નથી–અને હેમની સ્થૂલ અસર, આપણાં ચૈતન્ય ઉપર જે કાયદાઓ રાજ્ય ચલાવે છે હેના કરતાં કાર્યકારણુના કાયદા જૂદા છે તેથી કરીને રહેશેજ. જે ન્યાયાસનની આપણા અભેદ જીવન ઉપર સત્તા ચાલે છે, જેની આજ્ઞાનો અનાદર કરી શકતા નથી અને જેના સુદૃઢ નિર્ણયથી આપણું હૃદય ખળભળી ઉઠે છે તે–આપણા આત્મન્યાયના ન્યાયાસન સમ્મુખ તો, ગુનાહ કરતી વખતે આપણા હૃદયની સ્થિતિ હોય હેના કરતાં જો હમણાં આપણે કાંઈ ઉચ્ચતર

સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા હોઇએ તો તે ગુનાહ આપણા ઉપર કાંઈ અસર કરી શકશે નહિં અને અસર કરે તો તે પણ ભવિષ્યમાં આપણે માટે કુપથે ચ્હડવાનો માર્ગ વધુ દુર્ઘટ કરવાનેજ; અને જેનું તે રક્ષણ કરે છે તે પાપસમુદ્ર પ્રત્યે જે ક્ષણે આપણે આકર્ષાઇએ તે ક્ષણ સિવાય બીજી કોઈ વેળા તે આપણી સ્હામા થઈ શકશે નહિં.

જે ગુનાહનું પ્રાયશ્ચિત કરવાના સર્વ માર્ગ બંધ છે એવા ગુનાહ જેના પૂર્વજીવનમાં છે અને જે પોતાના પાપના ભોગ થઈ પડેલાને શોધવાને અને આશ્વાસન આપવાને અશક્ત છે ત્હેમનું દુઃખ ખરેખર અસહ્ય હોવું જોઇએ. જે આપણા ઝપાટાથી નિરંતર માટે કચરાઈ ગયેલા છે તેવા દીન મનુષ્યને લૂંટવાને બલનો દુરૂપયોગ કર્યો હોય; એક સ્નેહથી ઉભરાતા હૈયા ઉપર વગર વિચારે દુઃખ વર્ષાવ્યું હોય અથવા તો જે પ્રેમ આપણને અર્પવામાં આવ્યો હોય ત્હેની કદર કર્યા વગર તૂચ્છકારીને આપણે ચાલ્યા ગયા હોઇએ—આવી

આવી જાતનાં કાર્યો આપણા જીવનમાં બહુ સાલે છે, અને એકદમ ભૂલી નહિં શકાય તેવો શોક તે આપણા હૃદયમાં ઉત્પન્ન કરે છે. પરન્તુ આ દુઃખના ભારથી આપણું સાત્વિકજીવન કચરાઈ જશે કે વધુ ઉચ્ચતા પ્રાપ્ત કરશે ત્હેનો સર્વ આધાર આપણા ચૈતન્યે પ્રાપ્ત કરેલાં અમુક પદ ઉપર રહેલો છે. આપણાં કૃત્યો ભાગ્યેજ મૃત્યુ પામે છે, અને તેથી કરીને આપણા પાપાચરણુ-માંનાં ઘણાં કોઇક દિવસે પોતાનો બદલો માગવાને અને પ્રાયશ્ચિત કરાવવાને આપણી સમક્ષ આવશે જ. તેઓ આપણું બાહ્યજીવન બચાવ વગરનું જોશે; પરન્તુ જીવનના મધ્યસ્થળમાં આવેલાં આ-પણા આન્તરજીવન સમીપ પહોંચતાં પહેલા આ-પણે આપણા માટે જે નિર્ણય ઉપર આવ્યા હોઇએ તે નિર્ણય ત્હેમને શ્રવણ કરવો પડે છે; અને જ્યહાં કાર્ય અને અસરની અખંડ સમતા જળવાઈ રહે છે તેવા ઉંડાણુંમાંથી આવેલા આ ભેદી દૂતોના વલણનું બંધારણ આ નિર્ણયના સ્વરૂપ ઉપરજ રહેલું છે. જો આપણે નવાં પ્રાપ્ત કરેલાં ચૈતન્યના

શિખરેથીજ આપણી જાતનું પૃથક્કરણ કર્યું હોય અને પરિણામે ન્યાય આપ્યો હોય તો તેઓ, સર્વ દિશામાંથી ટોળે મળતા ભયાનક આકૃતિ વાળા દૂતોનાં રૂપમાં નહિં પણ દયાળુ અતિથિના અને ઇચ્છિત મિત્રોના રૂપમાં આપણી કને આવશે અને મૌન ધારણ કરીને તેઓ આપણી સમીપ ખડા થશે. જે ગુનેહગારની શોધમાં તેઓ હતા તે ગુનેહગાર હેમની સમીપ નથી એમ તેઓ આગળથી જાણશે; અને ધિક્કાર, આજ્ઞાઉલ્લંઘનવૃત્તિ, અને નિરાશા અથવા તો આત્માને કચરી માખનારાં અને મૃત્યુ પમાડનારાં શાસનોને બદલે ઉચ્ચ, આશ્વાસનીય અને પવિત્ર વિચાર અને સાધના આપણી સમીપ ધરશે.

---

## ૧૦

## વર્ત્તમાનજીવનની પૂર્વજીવન ઉપર અસર.

સુખી અને બલવાન મનુષ્યો અને રૂદન કરતાં અને આશ્વાસન નહિં લઇ શકે તેવાં મનુષ્યો વચ્ચે

ભેદ પાડનાર સર્વ વસ્તુઓ આશા અને ઉત્સાહના એકજ નિયમથી રચાયલી છે; અને તેથી કરીનેજ આપણે જે કાર્ય કરેલાં છે અને જે દુઃખ સહ્યાં છે ત્હેને સંભારવાની રીત તે દુઃખો અને તે કાર્યો કરતાં વધુ મહત્વની છે. એક રીતે જોતાં કોઇપણ પૂર્વજીવન સુખમય હોઇજ શકે નહિં; અને દુઃખથી ભરેલા જીવનના અવશેષ ઉપર વિચાર કરતાં અભાગી મનુષ્યો કરતાં જેમને વીતી ગયેલાં સુખમય વર્ષો સંભારવાનાં રહ્યાં છે તેવાં નસીબના લાડકવાયાં મનુષ્યોને દિલગીર થવાના વધુ સબલ કારણો છે. જે એક દિવસ હતું અને હવે નથી ત્હેના વડે કરીનેજ દિલગીરી ઉત્પન્ન થાય છે; અને ગત બનાવ વધુ સુખમય અને સુન્દર હોય તો તે અવસ્ય ઉત્પન્ન થવાનીજ. આથી કરીને આપણા શોકનો ઉદ્દેશ-પછી ભલેને શોકની છાયા જે કાર્યો થઇ ગયાં છે ત્હેમની આસપાસ ભ્રમણ કરતી હોય કે જે થઇ ગયાં હોત ત્હેમની આસપાસ ભ્રમણ કરતી હોય-દરેક મનુષ્યને માટે લગભગ સરખોજ હોય અને ત્હેમના

દુઃખો પણ સરખાંજ હોવાં જોઇએ. પરન્તુ તેમ નથી; એકના સમ્બન્ધમાં તે નિષ્કંટક રાજ્ય કરે છે અને બીજાના સમ્બન્ધમાં તે દીર્ઘ કાલાન્તરેજ દેખાવ દે છે એથી કરીને કરેલાં કાર્યો કરતાં કોઇ બીજીજ વસ્તુઓ ઉપર ત્હેના બંધારણનો આધાર રહેલો હોવો જોઇએ. મનુષ્યો આ કાર્યોનું કેવી રીતે પૃથક્કરણ કરે છે ત્હેના ઉપર તે આધાર રાખે છે. આ જગતમાં વિજય પ્રાપ્ત કરનારાઓ જે પુરુષો ક્ષિતિજ વચ્ચે કાલ્પનિક અસાધ્યતા અને સ્થિરતા ઉત્પન્ન કરવામાં પોતાના કાલનો વ્યય કરતા નથી અને જે જગત ભવિષ્યના ભણકારાએ પ્રતિદિન નવું ચેતન ધારણ કરે છે તે જગતમાં પ્રત્યેક પ્રભાતે નવું જીવન ધારણ કરતા હોય એમ દેખાય છે—તેઓ સ્વતઃ એમ જાણી લે છે કે લુપ્ત થયેલું દેખાય છે તે હજી અખંડ અને સજીવ છે અને જેનો અંત આવી ગયેલો દેખાય છે તે હજી પૂર્ણતાને પામે છે. તેઓ જાણે છે કે કાલે જે વર્ષો ત્હેમની કનેથી લઇ લીધાં છે તે વર્ષો નવા માલિકના શરણમાં રહીને,

જુનાની આજ્ઞાનું પાલન કરતાં ઉદ્યોગમાંજ મચી પડેલાં છે. તેઓ જાણે છે કે હેમનું પૂર્વજીવન નિરંતર ગતિમાન છે; અને નિરાશાભર્યો, જીર્ણ અને કલંકિત ગત દિવસ આવતા દિવસના માર્ગમાં આનન્દ, નિર્દોષતા અને યુવાવસ્થાનું રૂપ ધારણ કરીને આવશે. તેઓ જાણે છે કે ગત દિવસોના પટ ઉપર હેમની આકૃતિ હજી કોતરાઇ ગઇ નથી અને એકાદ દૃઢ કાર્ય કે વિચાર તે આખા પટને ચીરી નાખવા સમર્થ છે; અને તેઓ એમ પણ જાણે છે કે પોતાની પાછળ ગમે તેવી દીર્ઘ છાયાઓ પથરાયલી હોય તેમ છતાં પોતાના તરફથી આનન્દ કે આશાના એક આન્દોલનથીજ તે છાયાઓમાં હેના પડઘા પડશે અને છેક બાલ્યાવસ્થાના ખંડીએરોને પ્રકાશથી અજવાળીને હેમાંથી અણધાર્યો દ્રવ્યભંડાર પ્રાપ્ત કરી શકશે. તેઓ જાણે છે કે ગત કાર્યો ઉપર અવલોકન વડે કરીને પોતે અસર કરી શકશે; અને પૂર્વજીવને નવુંજ રૂપ ધારણ કર્યું છે અને નવજીવન સ્વીકાર્યું છે

તે પૂર્વજીવન વિશે નવો અભિપ્રાય આપવાને મૃત મનુષ્યો પણ પોતે ઉચ્ચારેલો અભિપ્રાય રદ કરશે.

આ નૈસર્ગિક બુદ્ધિને પારણામાંથીજ પ્રાપ્ત કરનારાં મનુષ્યો ભાગ્યવાનજ ગણાય. પરન્તુ જેઓને એ પ્રમાણે તે જન્મથી પ્રાપ્ત થઇ ન હોય તેઓ એનું અનુકરણ ન કરી શકે? એ પ્રકૃતિએ જે ઇષ્ટ સંસ્કારો આપણાથી દૂર રાખ્યા છે તે પ્રાપ્ત કરવાનું શીખવાને મનુષ્યની વિવેકશક્તિની ફરજ નથી શું?

---

## ૧૧

## આપણે પૂર્વજીવનના મોહપાશના બન્ધનમાં ન બંધાવું જોઇએ.

આપણે પૂર્વજીવનના મોહપાશમાં ન સપડાવું જોઇએ; અને જો આપણને એમ જણાય કે આપણી દૃષ્ટિ નીચે તે નિરંતર રૂપાન્તર કરવાને બદલે આપણા જીવન ઉપર કબર સમુ છવાઇ

રહે છે, અને જો આપણું વર્તમાનજીવન વર્તમાન-કાલની આજ્ઞાથી સોંપાયલાં કાર્યો કરવાને જતા ઉદ્યોગી કારીગરની માફક ત્હેની કને નહિં જતું હોય પરન્તુ ફક્ત એક આજ્ઞાકિંત, શ્રદ્ધાળુ જાત્રાળુ માફક સુન્દર, ગતિશૂન્ય ખંડીએરોને નીહાળવાજ જતું હોય તો જેમ જેમ આપણું પૂર્વજીવન વધુ ભવ્ય અને વધુ સુખમય હોય તેમ તેમ ત્હેને આપણે વધુ શાકની દૃષ્ટિથી જોવું જોઇએ.

તેમજ રખેને ત્હેની સમાનતામાં વિઘ્ન આવે એવો ભય જો ત્હેના પ્રત્યેની સન્માનવૃતિથી ઉત્પન્ન થતો હોય તો તે સન્માનવૃત્તિનો ઉપદેશ આપનાર નૈસર્ગિક બુદ્ધિને આપણે વશ થવું નહિં જોઇએ. ત્હેની હકુમતની મર્યાદાની બ્હાર ગએલી વસ્તુઓ ઉપર પણ રાજ્ય ચલાવવાની આકાંક્ષા રાખનાર દેદીપ્યમાન પૂર્વજીવન કરતાં તો છાયામાંજ યોગ્ય સ્થાનથી સંતુષ્ટ થતું સાધારણ પૂર્વજીવનજ સારૂં. ભવ્ય ગત કાલની શૃંખલામાં મગરૂરીથી મૃત્યુ પામતાં વર્તમાનજીવન કરતાં તો આ જગતમાં

પોતે એકલુંજ છે એમ માનનારૂં સાધારણ પણ સજીવ વર્તમાનજીવન સારૂં. ગત કાલમાં અદ્‌ભૂત વિજય પ્રાપ્ત કરવાને આપણે દીર્ઘ પ્રયાણ કર્યું હોય ત્હેના કરતાં અનિશ્ચિત લક્ષ્ય પ્રત્યે આ સમયે આપણે એક ડગલું પણ ભરીએ તો તે આપણને વધુ મહત્વનું થઈ પડે છે. સમયને યોગ્ય આપણે વર્તન કરી શકીએ અને ત્હેને માટેના ઉપયોગી સાધનો અને અનુભવ, યોગ્ય વિચાર અને સ્ફુરતી આપણને મળી શકે એજ આપણા પૂર્વજીવનનો મૂળ ઉદ્દેશ હોવો જોઇએ. પણ તેજ અમૂલ્ય ઘટિકાએ આપણી શક્તિનો અલ્પાંશ પણ જો તે આપણી કનેથી લઇ લે તો ગમે તેવું ભવ્ય હોય તો પણ તે આપણને નિરૂપયોગી છે અને તેવાં પૂર્વજીવન કરતાં તો પૂર્વજીવન નજ હોય તે સારૂં. આપણાં અલ્પમાં અલ્પ કાર્યને પણ જો અટકાવવાની ત્હેને રજા આપી તો આપણા મૃત્યુનો આરંભ થયો સમજવો. તરતજ ભવિષ્યજીવનની ભવ્ય ઇમારતો કબરનું રૂપ ધારણ કરશે.

સુખ અને કીર્તિથી ભરેલાં પૂર્વજીવન કરતાં પણ અતુલ બલવાન અને અતિ વ્હાલથી સંઘરી રાખેલ મનોરથસૃષ્ટિથી ભરેલું પૂર્વજીવન વધુ ભયકારક છે. પ્રિય સ્મૃતિની જાળમાં અનેક જીવન નાશ પામ્યાં છે. અને જો મૃત્યુ પામેલાં મનુષ્યો આ જગતમાં પાછાં આવે તો મ્હને લાગે છે કે જે ક્ષણભંગુર પ્રકાશને લઇને આપણે જે જે જોઇ શકતા નથી તે તે વસ્તુઓને જોવાથી પ્રાપ્ત થએલાં જ્ઞાનને લઇને તેઓ એમજ કહે કેઃ—

" ત્હમારી આંખ્યો લૂછી નાખો. ત્હમારાં અશ્રુથી હમને કાંઇ પણ સાંત્વન મળતું નથી; ત્હમારી શક્તિ હરતાં તે હમારી શક્તિ પણ હરી લે છે. જ્યહાં સુધી જે જીવન હમે ત્હમારામાં ધારણ કરી રહ્યાં છીએ ત્હેના ઉપર અશ્રુ ટપકાવ્યા વગર હમારૂં ચિન્તન કરી શકો નહિં ત્યહાં સુધી ત્હમે હમારાથી વેગળાજ રહો, ત્હમારી વિચારમાળામાં હમને સ્થાન નહિં આપો. ત્હમારાં સંભારણામાંજ હમારૂં જીવન છે; પરન્તુ ત્હમારો એકલો શોકજ

હમને સ્પર્શી શકે છે એમ નહિં ધારતા. ત્હમે જે કાર્યો કરોછો તે કાર્યો, ત્હમને જણાવ્યા વિના અને ત્હમે સ્મરણ નહિં કરો તો પણ હમને બતાવી આપે છે કે હમને ભૂલી જવામાં આવ્યાં નથી અને હમારી ત્વચાને તે આનન્દ આપનાર થઇ પડે છે. જે દરેક વખતે ત્હમારા ઉત્સાહને હમારી ઝાંખી આકૃતિઓ મન્દ બનાવે છે તે દરેક વખતે હમને પુનઃ મૃત્યુ પ્રાપ્ત થાય છે અને તે મૃત્યુ અગાઉના કરતાં બધું દ્રષ્ય અને અનિવાર્ય હોય છે. હમારી કબરને વારંવાર સ્પર્શવાથી જે જીવન, જે હિંમત અને જે પ્રેમ હમે પ્રાપ્ત કરીએ છીએ એવું ત્હમે ધારોછો તેજ જીવન, તેજ હિંમત અને તેજ પ્રેમથી હમે વિમુખ થઇએ છીએ.

" હમે ત્હમારામાંજ છીએ, ત્હમારાં જીવનમાંજ હમારૂં જીવન છે; અને હમને ભૂલી જઇને પણ જો ત્હમે ઉચ્ચતા પ્રાપ્ત કરો તો હમે ઉચ્ચ થતાં જઇએ છીએ અને કારાગૃહના દ્વાર ઉઘડવાથી જે પ્રમાણે કારાગૃહવાસીઓ સુખનો શ્વાસ ખેંચે છે તે પ્રમાણે હમારી છાયાઓ પણ કરે છે.

"જે સૃષ્ટિમાં હમે હાલ છીએ તેમાં હમે જો કાંઇ નવું શીખ્યા હોઇએ તો તે પ્રથમ એ છે કે જ્હારે હમે ત્હમારી માફક પૃથ્વી ઉપર હતા ત્હારે જે કાંઇ શુભ હમે કર્યું હશે તેથી જીવનમાં શ્રદ્ધા અને બલને નિર્મૂલ કરનાર સ્મૃતિઓથી જે અશુભ અને અનિષ્ટ પરિણામ થાય છે ત્હેનો બદલો વાળી શકાતો નથી."



૧૨.

અન્યના પૂર્વજીવનની ઇર્ષ્યા આપણે ન કરવી જોઇએ. કોઈપણ પૂર્વજીવન મલિન કે શુષ્ક છે? ત્હેને સ્વીકારવાની આપણી રીત ઉપર રહેલો પૂર્વજીવનના સ્વરૂપનો આધાર.

ગમે તેમ હો પણ આપણે કોઈ અન્ય મનુષ્યના પૂર્વજીવનની ઇર્ષ્યા કરશું નહિ. આપણું પોતાનું પૂર્વજીવન આપણેજ રચ્યું છે અને આપણે માટેજ રચ્યું છે. આપણને અન્ય કોઇનું અનુસ-

રતુ આવતજ નહિં, જે સત્ય આપણું ગતજીવન એકલુંજ આપણને શીખવી શકે તે સત્ય અન્યદ્વારા આપણે શીખી શકત નહિં, અથવા તો જે બલ તે અર્પી શકે તે અન્યદ્વારા આપણે મેળવી શકત નહિં. આપણા હૃદયમાં આપણા પૂર્વજીવન ઉભડા ચિત્રોના સમૂહ પેઠેજ રહે છે; પછી ભલે તે સુરૂપ હોય કે વિરૂપ હોય, ઘેરાં હોય કે તેજોમય હોય; અને તે ચિત્રોનું મૂલ્ય ફક્ત આપણેજ આંકી શકીએ છીએ; અને જે કાર્યો આપણે સાધ્યાં છે, જે ચુમ્બનો આપણને અર્પવામાં આવ્યાં છે, જે સૌન્દર્યની વસ્તુઓથી આપણાં હૃદય ચમક્યાં છે, જે દર્દ આપણે સહ્યાં છે, જે દુઃખથી આપણે બન્ધનમાં આવી પડ્યા છીએ અને જે પ્રેમવડે કરીને આપણા મુખ ઉપર સ્મિત ફરક્યું છે અથવા તો આંખ્યમાં આંસુ આવ્યાં હોય છે તે તે વસ્તુઓની તુલના કોઈ અન્ય જીવનની ફલક કદી કરી શકશે નહિં. આપણે—આપણે કેવા છીએ અને કેવા થઇશું—તેજ આપણું પૂર્વજીવન છે; અને આ અગમ્ય પૃથ્વીપટે સૌથી ભાગ્યવાનથી

માંડીને સૌથી દુર્ભાગી મનુષ્યોમાંથી એક પણ એવો મનુષ્ય નહિં હોય કે જે પ્રથમથી આગાહિ કરી શકે કે જો પોતે, જે છાયાના ચિહ્ન જીવનમાં મૂકી જવાનો છે તે ચિહ્નને બદલે અન્યની છાયાના ચિહ્ન્ સ્વીકારે તો પોતાને કેટલી ખોટ જાય ? આપણું પૂર્વજીવન તે વર્ષોનાં ધ્વનિથી પ્રકાશમાં લવાયલું આપણું છૂપું રહસ્ય છે, જેનું કાલ નિરંતર રક્ષણ કરે છે તેથી તે આપણી સૌથી ગુહ્ય મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિ મૃત્યુ પામતી નથી; એક ન્હાનામાં ન્હાનું કૃત્ય પણ ક્‍હાં તો ત્‍હેની અધોગતિ કરી શકે છે અથવા તો ત્‍હેને અનેરા શૃંગાર સજાવી શકે છે; તે તેજોમય અથવા શ્યામવર્ણી થઇ શકે છે, રૂદન અથવા સ્મિત કરી શકે છે, પ્રેમ અથવા ધિક્કારની ઉર્મિ દર્શાવી શકે છે; અને તેમ છતાં હજારો મૂર્ત્તિ- ઓના સમુહમાંથી પણ તે ઓળખાઇ આવે છે. જેમ આપણે કેવા થઇશું તે આપણી આશાઓ અને અભિલાષાઓની મૂર્ત્તિ બતાવે છે તેમ આ- પણે કેવા હતા તેનું ભાન આ મૂર્ત્તિ આપણને

કરાવી શકે છે; અને આ બે ભિન્ન મૂર્તિઓ એક થઈ જઈને આપણી વર્તમાનસ્થિતિ–આપણે કેવા છીએ તે વિશે આપણુને શીખવે છે.

પૂર્વજીવનના બનાવોની ઇર્ષ્યા કરવા કરતાં ત્હેની આસપાસ ભૂતકાળના દિવસોના સંભારણા જે દિવ્ય વસ્ત્ર આચ્છાદિત કરશે ત્હેની ઇર્ષ્યા આપણે કરવી જોઇએ. અને ગમે તો આ વસ્ત્ર સુખનું વણાયલું હોય કે દુઃખથી વણાયલું હોય, બનાવના દુષ્કાળથી ઉત્પન્ન થયું હોય કે ત્હેમની વિશેષતાને લઇને થયું હોય તોપણુ તે એવુંને એવું અમૂલ્ય રહેશે. અને જે મનુષ્યોએ ત્હેને જીવનની આસપાસ ફરતાં નીરખ્યું હશે તે મનુષ્યો, ત્હેના ઝળહળતાં રત્નો અને તારલાઓ એક જીર્ણ પર્ણકુટિમાંથી જડયાં કે મ્હોટાં ભૂવનને આંગણેથી જડયાં તે કદી કહી શકશે નહિં.

કોઇપણુ પૂર્વજીવન મલિન કે શુષ્ક હોઇ શકે નહિં, ત્હેમાંનો કોઇ બનાવ દુઃખમય હોયજ નહિં:

દુઃખમયતા, ત્હેને સ્વીકારવાની આપણી રીતમાં સમાયલી છે. અને જો ત્હમારાં જીવનમાં કાંઇપણ અગત્યતા ભર્યો બનાવ નહિં બન્યો હોય તો તે બહુ આશ્ચર્યકારકજ ગણાશે. પરન્તુ તે ઉપરથી જે પ્રકાશ ત્હમારા ઉપર પડશે તે અદ્‌ભૂતજ હશે. જે સત્ય બનાવો, પ્રસંગો, સંભવો અને વિકારો ઘણા મનુષ્યોના જીવનમાં ઉદ્‌ભવે છે તે ખરૂં જોતાં ઘણીખરી રીતે મળતાજ આવે છે. ત્હેમાંના કેટલાક બનાવ અન્યના કરતાં વધુ પ્રકાશમય હોય છે; ત્હેના આસપાસના બનાવો એકેકથી જૂદા પડતા હોય છે પણ ત્હેનેથી ઉત્પન્ન થતી આંતર પ્રતિક્રિયા એકેકથી જેટલી જૂદી પડે છે તેટલા જૂદા તો નહિંજ; અને જેમ એક મ્હોટો મહત્વનો બનાવ આખા જગતનાં મનુષ્યોને કંપાયમાન કરી મૂકે છે તેમ એક નિર્માલ્ય અને અપૂર્ણ બનાવે પણ જો કદી ફળદ્રુપ હૃદયને સ્પર્શ કર્યો હોય તો તેજ નિર્માલ્ય અને અપૂર્ણ બનાવ પણ પ્રચણ્ડ રૂપ ધારણ કરી દે છે.

જ્હાંસુધી જૂદા જૂદા બનાવોની સાથે સાથે ઉત્પન્ન થતાં નૈતિક પરિણામ કોઈ મનુષ્ય નીહાળી શકે નહિં ત્હાં સૂધી ત્હેની સમ્મુખ જો કદી હજારો મનુષ્યોના પૂર્વજીવન મૂકવામાં આવ્યાં હોય તોપણ કયું પૂર્વજીવન પોતાને અનુભવવા માટે ઉચિત થઇ પડે તે વિશે ત્હેનાથી સ્હેલાઇથી નિર્ણય થઇ શકે નહિં. નિર્ણય કરવામાં ત્હેનાથી ભૂલ્ય થવી સ્વાભાવિક છે; વખતે આશ્ચર્યકારક રત્નો જેવાં ઝળહળતાં અતુલ સુખ અને વિજયથી છલકાતું જીવન તે સ્વીકારે, અને બાહ્ય દેખાવ ઉપરથી શૂન્ય જણાતું પણ ખરી રીતે જોતાં ઉચ્ચ ઉર્મિઓથી ભરપૂર અને તેથી કરીને આંખ્યેથી શૂન્ય જણાતું પણ સત્ય દૃષ્ટિએ જોતાં આસપાસનાં સર્વ જીવન કરતાં વધુ સુખમય જીવન ઉપર દૃષ્ટિ કરી ન કરી અને સંકેલી લે કારણ કે આપણે બરાબર જાણીએ છીએ કે જેમ મહા વિજયથી કે મ્હોટા પરાજયથી અનેક ફેરફાર થઇ જાય છે તેમ વિધાતાએ જે આપણને આપ્યું છે અને આપવાને નિર્માણ કરી રાખ્યું છે ત્હેમાં આપણા વિચારથી

ઘણા ફેરફાર થઇ જાય છે. વિચાર મૌનવત છે; આપણે જે મૃગજળ માર્ગે જોઇએ છીએ ત્હાંની એક કાંકરી સરખીને પણ તે ખસેડતો નથી; પરન્તુ જે સત્યજીવન આપણી આંતરજીંદગી ગાળવાની છે ત્હેનાં માર્ગમાં તે એક અક્ષય પીરામીડ ઊભો કરશે; જેથી કરીને હરેક હરેક બનાવ, પૃથ્વી અને આકાશના અદ્ભૂત ચમત્કાર પણ જૂદીજ દિશામાં વળશે.

સીજફ્રીડના[1] જીવનમાં, જે પળે ત્હેણે પોતાનું

---

૧ સીજફ્રીડ=સ્કૅન્ડીનેવીઅન અને ટચુટોનિક દંતકથાઓનો નાયક. એની કથા આ પ્રમાણે છે: એક ડ્રૅગનને ( એક પ્રકારનો ભયાનક સાપ) મારીને અને નિબલંજ નામક રાજાઓના વંશજોને નિર્મૂળ કરી નાખીને ત્હેમની અઢળક દોલત ત્હેણે સંપાદન કરી હતી. સુન્દર શીમહાઇલ્ડ નામક કુમારિકાની સાથે પ્રેમમાં પડયો હતો અને રિણામે ત્હેને પોતાની કરી હતી. છેવટે હેગન નામક પુરૂષે છળથી તે સ્ત્રી પાસે સીજફ્રીડના મૃત્યુનો ખરો ઉપાય જાણી લઇને ત્હેને મારી નાખ્યો હતો.

પ્રચણ્ડ ખડ્ગ તૈયાર કર્યું તે પળ અથવા તો જે ક્ષણે ત્હેણે રાક્ષસને માર્યો અને દેવોને પોતાના માર્ગમાંથી હઠાવ્યાં તે ક્ષણ અથવા તો જ્યહારે સળગતા પર્વત ઉપર ત્હેણે પ્રેમદર્શન કર્યાં તે પળ પણ બહુ મહત્વની નહતી પણ જે વખતે પોતાના ભેદી દુશ્મનના રક્તથી ખરડાયલા હાથ પોતાના ઓષ્ઠ ભણી સહસા વળ્યા અને પોતાના કર્ણ અને ચક્ષુ ઉઘડી ગયાં અને તેથી કરીને જે વખતે પોતાની આસપાસની વસ્તુઓની ગેબી ભાષાનું જ્ઞાન ત્હેને પ્રાપ્ત થયું; પાપમૂર્તિ વામનજીની કપટ-જાળ તે ઉકેલી શક્યો અને જે કાર્ય પોતાને કરવાનું હતું તે કાર્યનો ઉદ્દેશ ત્હેને સ્હમજાયો તે ક્ષણ-તે અદ્‌ભૂત દિવ્ય ક્ષણ ત્હેના જીવનની સૌથી મહત્વની ક્ષણ હતી.

---

# સ્ત્રીઓ વિશે.

---

આ પ્રદેશમાં પણ હજીસુધી નથી જણાયા તેવા અગમ્ય કાયદાઓ છે. આપણાથી ઘણે ઉંચે, આકાશના મધ્યબિન્દુમાં આપણા નિર્મિત પ્રેમનો તારો પ્રકાશે

**પ્રેમની અનન્ત નિશ્ચિતતા.**

છે; અને છેક અંતકાલ સુધી આપણને હલમલાવનાર પ્રત્યેક વિકાર તેજ તારાના વાતાવરણમાં અને ત્હેના કિરણોથી પ્રકાશતો, જીવન પામે છે. અને ભલે આપણે ગમે તે દિશામાંથી, ઉંચાણમાંથી કે ઉંડાણથી પસન્દ કરીએ અને આપણા જીવનના સર્વ કાર્યો આસપાસ દોરાયલાં અગમ્ય વર્તુલને તોડવાના પ્રયત્નમાં આપણને ગતિ અર્પનાર ઉર્મિને આઘાત કરીએ અને ભાવિના નિર્માણથી વિરૂદ્ધ જઇને અન્યને સ્વીકારવાને ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ અંતે તો જે સ્ત્રીને આપણે પસન્દ

કરી હશે તે સ્ત્રી તે અચલ તારાના પ્રદેશમાંથીજ આવી હશે. અને કદી ડૉન જ્યુઅનની[1] માફક આપણે એક હઝાર અને ત્રણ તરૂણીઓને આલિંગન અર્પ્યાં હશે તોપણ જે સાંઝે હસ્ત છૂટા થશે અને ઓષ્ઠ જૂદા પડશે તે સાંઝે આપણને જણાશે કે આપણી સમ્મુખ ઉભેલી સ્ત્રી, સારી કે ખરાબ, નમ્ર કે ક્રુર પણ તે પેલી એકજ સ્ત્રી છે.

કારણ કે ભાવિએ આપણા પગલાંની આસપાસ દોરેલાં તેજના ન્હાના વર્તુલમાંથી

---

૧ ડૉન જ્યુઅન=Don Juan=અસલથી, સ્વચ્છંદી-રસિક પુરૂષ તરીકે ઓળખાવાતો કલ્પિત કથા કહાણીઓનો નાયક. ગેબ્રીઅલ ટેલે નામક લેખકે દંતકથામાંથી આ પાત્રને પ્રથમ પોતાના નાટકમાં રજૂ કર્યું હતું. અંગ્રેજી સાહિત્યમાં લૉર્ડ બાયરને પોતાની "ડૉન જ્યુઅન" નામક કવિતામાં તેજ પુરૂષને નાયક તરીકે કલ્પ્યો છે પરન્તુ નાયકના ચારિત્રમાં ઘણો ફેરફાર કરી નાખ્યો છે.

**મનુષ્યજાતની એકતા—સર્વની માતૃભૂમિ એકજ છે.**

ખરેખર, આપણે કદી બ્હાર નીકળી શકીએ તેમ નથી; અને આપણે એટલે સૂધી પણ માની શકીએ કે આપણાથી તદ્દન અજાણ્યા મનુષ્યોને પણ આ અભેદ વર્તુલના વિસ્તાર અને પટ જાણીતાં છે. તેઓ પ્રથમ ત્હેના દૈવિ કિરણોનો રંગ પારખે છે અને તેથી કરીનેજ એમ બને છે કે વખતે તેઓ પોતાનો હસ્ત આપણા પ્રત્યે સ્મિત કરતાં ધરે છે અને વખતે ભયથી પાછો ખેંચી લે છે. એક એવું વધુ ઉચ્ચ વાતાવરણ અસ્તિત્વમાં છે કે જેમાં આપણે સર્વ પરસ્પર સર્વને ઓળખીએ છીએ અને સ્થૂલ સત્યતા કરતાં પણ એવું એક વધુ ઉંડું, અગમ્ય સત્ય છે કે કોઈ અપરિચિત મનુષ્ય વિશે આપણે કાંઈ મત બાંધવો હોય છે તો ત્હેની સહાય લેવી પડે છે. લગભગ સૂક્ષ્મદેહી જીવોના અભેધ પ્રદેશમાં બનતા આ બનાવોનો આપણે અનુભવ નથી લીધો ?

મહાસાગરના હ્રદયમાં છૂપાયેલ એક દૂર દૂરના ટાપુમાંથી, જેના અસ્તિત્વ વિશે પણ ત્હમને સ્મૃતિ નહિ હોય એવા એક મનુષ્યનો ત્હમારા ઉપર પત્ર આવે તો શું ત્હમે ખાત્રીથી કહી શકો તેમ છો કે તે લખનાર ખરેખર ત્હમારાથી અજાણ્યો છે? અને તે પત્ર જ્ય્હારે ત્હમે વાંચતા હો ત્હારે શું ફક્ત દેવોનેજ જાણીતા એવા પ્રદેશમાં ત્હમારા આત્માને મળતા તે આત્મા વિશે, જેની આગળ સામાન્ય મત કાંઇજ ગણનામાં નથી એવી કેટલીક ઉંડી, અમોઘ ધારણા ઉત્પન્ન નથી થતી? અને વળી, જે આત્મા સ્થલ અને કાલની ગણત્રી કર્યા વિના ત્હમારાજ આત્માનું ચિન્તન કર્યા કરતો હતો તે આત્માને ત્હમારા જેવાજ નિર્ણયો હતાં તે શું ત્હમે સ્હમજી શકતા નથી? સર્વત્ર વિચિત્રમાં વિચિત્ર ઓળખાણો નીકળી આવે છે અને આપણે આપણું અસ્તિત્વ છૂપાવી શકતા નથી. બે અપરિચિત મનુષ્યો વચ્ચે થોડો પત્રવ્યવહાર ચાલે તે વખતે રહેતી ઝીણીશી ગુપ્તતા આખી મનુષ્ય-

જાતિને સન્ધાણુકર્તા અદૃષ્ય બન્ધનોને જેટલી પ્રકાશમાં લાવે છે તેટલી બીજી કોઇ વસ્તુ લાવતી નથી. આ કદાચ, ઝીણામાં ઝીણાં છિદ્રોમાંનું એક છિદ્ર હશે—આ છિદ્ર જો કે ઘણું સૂક્ષ્મ છે ખરૂં પણ આ છિદ્રો સંખ્યામાં એટલાં થોડાં છે કે તે દ્વારા આવતો સ્હેજ પ્રકાશ પણ આપણા હૃદયને સન્તોષ અર્પવા સમર્થ છે—અન્ધકારના દ્વારમાંના ઝીણા છિદ્રોમાંનું આ એક છિદ્ર હશે કે જે વડે કરીને આપણે એક ક્ષણભર નીહાળી શકીએ અને તે ઉપરથી આજસૂધી નહિં શોધાયલા એવા દ્રવ્યભંડારોમાં શું બનતું હશે તે વિશે વિચાર કરી શકીએ. કોઇપણ મનુષ્યના નિવૃત્તિમય પત્રવ્યવહાર ઉપર દૃષ્ટિ નાખો તો તરત ત્હમને અંદરની આશ્ચર્યમય એકતા જણાશે. આજ પ્રાતઃકાલે જે બે મનુષ્યોએ પત્ર લખેલ છે તે બેમાંથી હું કોઇને પણ ઓળખતો નથી; પરન્તુ હું કહી શકું છું કે તે ઉભયને મ્હારા તરફથી મળનારા ઉત્તરનાં ભાવમાં ફેર પડશે જ. મ્હેં અદૃષ્યને ક્ષણભર નિરખ્યું છે. અને તે ઉપરાન્ત, જેને મ્હેં કોઇ દિવસ પણ જોયો નહિં

હોય એવો મનુષ્ય મ્હને પત્ર લખે ત્યહારે હું નિશ્ચયપૂર્વક કહી શકું કે જો તેજ મનુષ્ય અત્યારે અહિં ઉભેલા મ્હારા મિત્રને પત્ર લખે તો તે પત્ર મ્હારા ઉપરના પત્રના જેવો તો નહિંજ હોય ફેર તો રહેવાનોજ—પણ તે ફેર તે આધ્યાત્મિક અને અસ્પૃશ્ય. એક આત્મા બીજા આત્માને બોલાવે છે ત્હેની તે એક અદૃષ્ય નિશાની છે. આપણી દૃષ્ટિમર્યાદાથી દૂર એવા પ્રદેશો નિઃશંક હશેજ કે જ્યહાં કોઇપણ વસ્તુ અગમ્ય નહિં હોય; એવી સામાન્ય માતૃભૂમિ હશેજ કે જ્યહાં આપણે સર્વ જઇએ અને એકેકને મળીએ અને જ્યહાંથી પાછા આવવામાં દુઃખજ હોય નહિં.

**પ્રેમનું રાજ્ય—ત્હેની નિશ્ચલતા—ત્યહાં પ્રેમપાનનિ ક્રિયા.**

અને આપણે જે સ્ત્રીઓને ચ્હાઇને સ્વીકારીએ છીએ તે પણ આજ માતૃભૂમિમાં, અને તેથી કરીનેજ એમ બને છે કે આપણે કે સ્ત્રીઓ ભૂલ કરી શકીએજ નહિં. સર્વના કરતાં પ્રથમ

પડે તો પ્રેમનું રાજ્યજ નિશ્ચલતાનાં અક્ષ-રાજ્ય તરીકે આવી શકે; કારણ કે ત્હેની મર્યાદા-માંજ આત્માને અત્યન્ત નવરાશ મળી શકે છે. ત્ય્હાં ખરેખર, એકેકને પરસ્પર ઓળખવાના, ઉંડો આદર અર્પવાના અને ખોવાયલી વ્હેમ મળી હોય તે વખતે એક સ્ત્રી પૂછે તે પ્રમાણે અશ્રુપૂર્ણ આંખે પ્રશ્નો પૂછવાના સિવાય અન્ય કશું કરવાનું હોતું નથી–અને તે વખતે દૂર દૂર, એકેકમાં હસ્ત અર્પાય છે અને પરસ્પર શ્વાસોચ્છ્વાસ એકમય થઇ જાય છે....આખરે આત્મા પોતે સ્મિત કરી શકે અને પોતે પોતાનું જીવન સ્વેચ્છાએ ગાળી શકે એવી ઘટિકા આવી પહોંચે છે; કારણ કે નિત્યના કરાલ જીવનને ક્ષણભર અટકાવવામાં આવ્યું હોય છે–અને કદાચ આ સ્મિત અને આ નહિ ભૂલાય તેવા દૃષ્ટિપાતમાંથીજ પ્રેમની શુષ્કમાં શુષ્ક ઘટિકા-ઓને પણ રસમય કરનાર, અને જે સમયે ઓષ્ઠો પ્રથમ એકેકને સ્પર્શ્યા હોય તે સમયના સંભારણાં નિરંતર ચિરંજીવ રાખનાર ભેદી રસ નીકળતો હોય.

હું અહિં એકલા ખરા, આગળથી નિર્માણ થયેલા પ્રેમ વિશેજ બોલું છું.

**ભાવિ સ્હામેનું આપણું યુદ્ધ મિથ્યા છે.**

જે નિરાકાર શહેરોમાં આપણે અજાણપણે રહીએ છીએ તે શહેરોના પડમાંથી આપણે માટે નિર્માણ કરેલી સ્ત્રીને જ્યહારે ભાવિ મોકલે છે અને નિર્માણ કરેલે કાળે જે માર્ગ આપણે ઓળંગવાનો છે તે માર્ગ આગળ જ્યહારે તે સ્ત્રી આવીને ઉભી રહે છે ત્યહારે આપણે પ્રથમ દૃષ્ટિપાતથીજ જાણી જઇએ છીએ. ભાવિના હસ્તને રોકવાનો કેટલાક મનુષ્યો યત્ન આદરે છે. તેઓ કદાચ, જે જોવાને નિર્માણ કરેલું છે તે નહિં જોવાને માટે પોતાની આંખ્યો વિહ્વલ ચિત્તે બંધ કરતા—સનાતન બલની સ્હામા થવા પોતાનું અલ્પ બલ વાપરતા—તે માર્ગ ઓળંગવાને માટે અને અન્યને માટે નિર્મિત સ્ત્રીને મળવાને યત્ન આદરે. પરન્તુ ત્હેમના ગમે તેવા યત્નો છતાંય, ભવિષ્યના ઉંડા તળાવના મૃતવત્ સલિલને હલાવવામાં તેઓ વિજયી થઇ શકશે નહિં. પરિણામે,

કાંઇજ બનશે નહિં, ઉંચા આભમાંથી પવિત્ર બલ નીચે ઉતરશે નહિં અને વ્યર્થ ગૂમાવેલાં કાલ અને ચુમ્બને કદીપણુ ત્હેમના જીવનના સત્ય કાલ અને ચુમ્બને ભેગાં ઓતપ્રોત થશે નહિં.

**ભાવિ સ્હામેના યુદ્ધમાં ખોટ આપણુનેજ જવાની.**

કેટલીક વાર ભાવિ પોતાની આંખ્યો બંધ કરી દે છે, પણુ તે સારી રીતે જાણે છે કે જ્યહારે સાયંકાલ થશે ત્યહારે આપણેજ ત્હેની કને જઇશું અને તે સમયે છેલ્લો શબ્દ તો ત્હેનોજ હોવાનો. તે ભલે આંખ બંધ કરે, પણુ તે પુનઃ ઉઘાડે એટલો કાલ તો સદાનો ગૂમ થયોજ જાણુવો.

**સ્ત્રી પ્રભુની વધુ પાસે છે**

વિચારવાથી એમ જણુાશે કે સ્ત્રીઓ આપણુા કરતાં ભાવિથી વધુ પ્રમાણુમાં દોરવાય છે. આપણુા કરતાં વધુ સાદાઇથી તેઓ ત્હેમની આજ્ઞાને વશ થાય

છે; તેમજ ત્હેમના સ્હામા થવામાં પણ દઢતા હોતી નથી. તેઓ પ્રભુની વધુ પાસે છે અને આપણા કરતાં વધુ નિર્દોષતાથી ત્હેના સર્વ કાર્યોને તાબે થાય છે. અને તેથી કરીનેજ આપણા જીવનના જે કાર્યોમાં તેઓ ભાગ લે છે તે કાર્યો-તે બનાવો આપણને છેક બાવિના મુખ સમીપ લઈ જતાં જણાય છે. જ્યહારે આપણે ત્હેમના સંગમાં હોઇએ ત્યહારેજ એવી ઘટિકાઓ સહસા આવે છે કે જેથી કરીને આપણે જેને જીવન તરીકે સ્હમજીએ છીએ ત્હેના કરતાં જૂદાં જીવનનું સત્ય સ્વરૂપ સ્હમજાઇ જાય છે. તેઓ આપણને છેક આપણા આત્માના દ્વાર કને લઈ જાય છે. શું ઘણીવાર એમ નથી બનતું કે જ્યહારે નાયકનું મસ્તક સ્ત્રીના વૃક્ષ:સ્થલ ઉપર હોય તેજ વખતે આવી એક ગંભીર ઘટિકાએ તે નાયક પોતાના તારાની અચલતા અને બલ જાણી શકે છે? અને જે પુરૂષને એક સ્ત્રીના હૃદયમાં વિશ્રામસ્થાન મળ્યું નથી ત્હેને શું કદા ભવિષ્યની ખરી આગાહિ થશે ખરી ?

ઉચ્ચત્તર મનોબલના અસ્વસ્થ પ્રદેશમાં આપણે પુનઃ પ્રવેશ કરીએ. આહ ! અહિં પણ " કહેવાતી અધ્યાત્મ વિચારૂપી દંભમૂર્તિએ દેવોની પરમમ્રાત્તઓને માટે રખાયલું સ્થાન પચાવી પાડયું છે" એ વાક્ય અક્ષરશઃ ખરૂં છે. કારણ કે ઉપલી સપાટીના વિચાર તો શું પણ ભીતરના ઉંડાણમાં છૂપાયલા વિચાર પણ આપણને નિરન્તર કામ લાગતા નથી. શું પ્રેમ ફક્ત વિચારો, કાર્યો અને શબ્દો વિશેજ જાણે છે અને આત્મા પોતાના કારાગૃહમાંથી કદી બ્હાર નીકળતોજ નથી એમ ત્હમે કલ્પો છો? જે સ્ત્રીને આજ હું આલિંગન અર્પું છું તે ઇર્ષ્યાખોર કે વિશ્વાસુ, આનન્દી કે દિલગીર છે અથવા તો શુદ્ધ ભાવનાવાળી કે છલમય છે એમ કોઈ અન્ય તરફથી મ્હને કહેવાની જરૂર છે? જ્યહાં આપણા

પ્રેમ તે આત્મા આત્મા વચ્ચેનો સન્દેશો છે–પ્રેમ આ ક્ષુદ્ર જગતના બુદ્ધિવાદને કબૂલ રાખતો નથી.

આત્મા વિશ્રાન્તિ લે છે અને નિઃશબ્દતામાં ભાવિ પોતાનું કર્ત્તવ્ય પરિપૂર્ણ કરે છે તે ઉચ્ચતાને આ ક્ષુદ્ર શબ્દો પ્રાપ્ત કરી શકે એમ શું ત્હમે ધારો છો ? તે સ્ત્રી વર્ષાની કે રત્નોની, કડીઓની કે પીંછાંની વાત કરતી હોય ત્હેમાં મ્હને શું ? તે સ્હમજી શકતી નથી એમ જણાય તો ત્હેમાં મ્હને શું? જ્ય્હારે મ્હને એમ લાગે કે એક આત્મા મ્હારા આત્મા પ્રત્યે દૃષ્ટિ માંડે છે ત્ય્હારે શું ત્હમે એમ ધારો છો કે તે વખતે હું એક ઉન્નત શબ્દને માટે તરસ્યો હોઉં છું ? જ્ય્હારે ત્હેમની સમ્મુખ અપૂર્વ ગુણતા આવીને ઉભી રહે છે ત્ય્હારે સૌથી સુન્દર વિચારો પણ પોતાના મસ્તક ઉંચાં કરી શકતા નથી એ શું હું નથી જાણતો ? હું નિરન્તરનો સમુદ્રકાંઠે ઉભો હોઉં; અને પછી ભલે હું પ્લેટો[1]

---

૧. પ્લેટો=પ્રખ્યાત ગ્રીક ફીલસુફ—સૉક્રેટિસનો શિષ્ય. ત્હેનો મુખ્ય ગ્રંથ "ડાયલૉગ્ઝ ઑફ પ્લેટો" ગણાય છે.

હોઉં, પારકલ[૨] હોઉં કે માઇકલ એન્જલો[૩] હોઉં અને તે વખતે જે સ્ત્રીને હું ચ્હાતો હોઉં તે સ્ત્રી મ્હને ફક્ત પોતાના કર્ણકુંડલ વિશે કાંઇ કહેતી હોય તોપણ જે શબ્દો હું ત્હેને કહું અને જે શબ્દો તે મ્હને કહે તે શબ્દો જ્ય્હારે અમાપ આંતર–સમુદ્રના તરંગોને ઝોલે ચ્હડયા હોય ત્ય્હારે એવા જ ભાસે કે જાણે હમે ઉભય અન્યોન્યના આત્માઓમાં ઓતપ્રોત થઇ જતાં હોઇએ. મ્હારા ગહનમાં ગહન વિચારોને પણ જો જીવન અને પ્રેમની તુલામાં જોખ્યા હોય તો જે સુન્દરી મ્હને ચ્હાતી હોય તે સુન્દરીના પોતાના રૂપાંના કંકણો વિશે, પોતાના મોતીના કંઠાભૂષણ વિશે અથવા તો કાચનાં ઝીણાંશાં કુંડલ વિશેના ત્રણ શબ્દો કરતાં તે વિચારો ચ્હડી શકશે નહિં.

---

૨. પારકલ=(૧૬૨૩–૬૨) પ્રખ્યાત ફ્રેંચ ગણિતશાસ્ત્રિ અને લેખક.

૩ માઇકલ એન્જલો=પ્રખ્યાત ઇટાલીયન શિલ્પશાસ્ત્રિ.

આપણે પોતેજ સત્યાસત્ય સ્હમજી શકતા નથી, કારણ કે આપણે આપણી બુદ્ધિની પૃથ્વિમર્યાદાથી કદી ઉંચે જતા નથી. ફક્ત પર્વતના પ્રથમ હિમ સુધી આપણે ઉંચે ચ્હડીએ તો તરતજ આપણુને જણાશે કે આપણી સમ્મુખ ઉઘડતાં નવાં ક્ષિતિજના શુદ્ધિ અર્પનાર હસ્તથી સર્વ ભેદાભેદ નિર્મૂળ થઇ ગયા છે. પછી મારકસ ઓરેલીઅસના[1] કોઇ વિચાર અને એક બાલકની ઠંડીને માટે ફરિઆદમાં કશો ફેર રહેતો નથી. આપણે નમ્ર થવું જોઇએ અને અંકસ્માત અને સત્વમાં શો ફેર છે તે જાણતાં શીખવું જોઇએ. તરતાં કાષ્ટથી આપણે સમુદ્રની મહત્તા ભૂલી જવી નહિં જોઇએ. જેમ આકાશના

પ્રેમના મહારાજ્યમાં વિચારની મહત્તા કે ક્ષુદ્રતા ઉભય સરખાંજ છે–ઉભયમાં કશો ભિન્નભાવ રહેતો નથી.

---

૧. મારકસ ઓરેલીઅસ=રોમનો સમ્રાટ–એમ્પરર હતો અને ઉસ્તાદ ફીલસુફ હતો. ત્હેનો મુખ્ય ગ્રંથ "મેડીટેશન્સ ઑફ મારકસ ઓરેલીઅસ" ગણાય છે.

તારાઓમાં હિમાલય અને ઉંડી ખીણો આ પૃથ્વીની સપાટી ફેરવી શકતાં નથી તેમ આપણા આત્માની સપાટીમાં ઉંચામાં ઉંચી ભાવના કે ક્ષુદ્રમાં ક્ષુદ્ર વિચાર ફેરફાર કરી શકતાં નથી. એક દૃષ્ટિપાત, એક ચુમ્બન અને મહા, અદૃશ્ય આકૃતિની હાજરીની નિઃસંશયતા : બસ, સર્વ કહેવાઇ ચૂક્યું. જે સ્ત્રી મ્હારી સાથે છે તે મ્હારી સમોવડી છે એ મહા સત્ય હું જાણી લઉં છું.

સ્ત્રીની વિચારમાળામાંથી પ્રેમની ભાવના કદી ભૂસાતી નથી–નિરન્તર તીવ્રરૂપે જાગૃતજ હોયછે.

પરન્તુ ખરેખર, આ સમોવડી વખાણને પાત્ર અને વિચિત્ર છે; અને જ્યહારે ત્હેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યહારે આપણી કને કદી હોતી નથી તેવી વસ્તુ સાધારણમાં સાધારણ, ક્ષુદ્રહૃદયી સ્ત્રી કનેથી મળી શકે છે; કારણ કે ત્હેના વિચારપ્રદેશમાં પ્રેમ નિરન્તર, અનન્ત છે. કદાચ તેથી કરીનેજ એમ હશે કે ત્હેમના

અતિ પુરાણુ અને અપરિપકવ સંસ્કારો ઉપરાન્ત આપણુને જેનો હક્ક નથી તેવા સન્દેશાઓ સર્વ સ્ત્રીઓ અજ્ઞાતની સાથે ચલાવી શકે છે. દ્વિતીય મર્યાદાના દ્રવ્યભંડાર અને શ્રેષ્ઠ મનુષ્ય વચ્ચે પણુ ઘણું અન્તર રહેલું છે; અને જ્યહારે જીવનની એક ગંભીર ઘટિકા આ દ્રવ્યભંડારમાંથી એક રત્ન માગે છે ત્યહારે તે મનુષ્યો તે દ્રવ્યભંડારનો માર્ગ ભૂલી ગયા હોય છે, અને ભવ્ય, નહિં છેતરી શકાય તેવા વાતાવરણુને ત્હેમની બુદ્ધિથી ઉત્પન્ન કરેલાં કૃત્રિમ રત્નો અર્પવાનો મિથ્યા યત્ન કરે છે. પરન્તુ સ્ત્રી કદી આ માર્ગ ભૂલતી નથી; અને ગમે તો હું ત્હેને સંપત્તિવાન જોઉં કે નિર્ધન જોઉં, અજ્ઞાનતામાં જોઉં કે સમ્પૂર્ણ જ્ઞાની તરીકે જોઉં, શરમમાં ડૂબેલી જોઉં કે યશસ્વી જોઉં તો પણુ મ્હારા આત્માના પવિત્ર ઉંડાણુમાંથી હું એક શબ્દ કહાડું કે તરતજ જે માર્ગ તે કદી ભૂલી નથી તે માર્ગ તરફ તે પ્રયાણુ કરશે અને એક પળના પણુ વિલમ્બ સિવાય પોતાના પ્રેમના અખૂટભંડારમાંથી

એક શબ્દ, એક દૃષ્ટિપાત અથવા એક સંજ્ઞા મ્હને અર્પશે; આ શબ્દ, આ દૃષ્ટિપાત કે આ સંજ્ઞા મ્હારા શબ્દના કરતાં કોઇ પણ રીતે ઓછાં પવિત્ર નહિં હોય. જાણે કે ત્હેનો આત્મા નિરન્તર સાદ કર્યે આવે એમ હોયને; કારણ કે અન્ય આત્માની ઉંચામાં ઉંચી પ્રાર્થનાનો ઉત્તર આપવાને પણ તે રાતદિવસ તૈયાર હોય છે; અને દીનમાં દીન સ્ત્રીનું મુક્તિમૂલ્ય પણ એક મહારાણીના મુક્તિમૂલ્યથી જૂદું હોતું નથી.

ભલે તેઓ નીચા કુલની અથવા ગર્વિષ્ઠ હોય, એકાગ્ર ચિત્તથી નહિં સાંભળતી હોય કે સ્વપ્ન જાળમાં ગુંથાઇ ગઇ હોય, શાન્ત સ્મિત કરતી હોય, અશ્રુમાં ડૂબેલી હોય તોપણ આપણે ત્હેમની સમીપ આદરવૃત્તિથી જવું જોઇએ, કારણ કે જે જે વાતો તેઓ જાણે છે તે આપણે જાણતા નથી અને ત્હેમની કને જે પ્રકાશનું સાધન છે તે આપણે ગૂમાવી દીધું છે. ત્હેમનું વિશ્રાન્તિસ્થાન અનિવાર્યની સમીપ છે અને ત્હેના જૂના, જીર્ણ માર્ગો આપણા

કરતાં ત્હેમને બહુ સાફ જણાઈ આવે છે. અને ત્ય્હાંથીજ જેથી આપણે આશ્ચર્યચકિત થઇ જઇએ છીએ તેવું અદ્ભૂત અન્તર્જ્ઞાન અને ગંભીરતા ત્હેમણે પ્રાપ્ત કરેલી હોય છે; અને આપણને જણાય છે કે ત્હેમના ક્ષુદ્રમાં ક્ષુદ્ર કાર્યોમાં પણ ત્હેમને એવી પ્રતીતિ થાય છે કે દેવોના બલવાન અને ભૂલ્ય નહિં કરે તેવા હસ્ત ત્હેમની મદદમાં છે. મ્હેં પ્રથમ કહ્યું છે કે આપણા આત્માના દ્વાર કને સ્ત્રીઓજ આપણને લઈ જાય છે; વસ્તુમાત્રના પ્રથમ પ્રાદુર્ભાવ વખતે જે અત્યન્ત આશ્ચર્યજનક શાન્તિ ફેલાયલી હોય છે ત્હેમાં, જ્ય્હારે આપણે ત્હેમની સમીપ હોઇએ છીએ, ત્ય્હારે ખરેખર આપણને એમ લાગે છે કે અન્તરાત્માના મૂલ સ્થાનકના દરવાજા ઉઘડે છે, તે વખતે કે જ્ય્હારે આજ્ઞા અથવા નિષેધના રૂપમાં પરિણામ પામવાના ભયથી, વાણિ અશ્રુત રહેલી હોય છે......

તે સ્ત્રી કદી તે દ્વારનો ઉંબર ઓળંગશે નહિં;

જ્યહાં સર્વના મુખ આવી રહ્યાં છે ત્યહાં તે અન્દર ઊભી ઊભી આપણી રાહ જોશે, અને જ્યહારે આપણે ત્યહાં જઇશું અને દ્વાર ઠોકશું ત્યહારે ત્યહારે આપણી પ્રાર્થનાનુસાર તે દ્વાર ઉઘાડશે; પરન્તુ તે વખતે પણ તે દ્વારની કુંચી તો ત્હેના હાથમાંજ રહેશે. જે પુરૂષને ત્હેની કને મોકલવામાં આવે છે તે પુરૂષની સ્હામા ફક્ત એક ક્ષણભર તે જૂએછે. અને પરિણામે જે જાણવાનું હોય છે તે સર્વ, તે અલ્પ સમયમાં જાણી લે છે; અને ભવિષ્ય પણ વર્તમાન બની જાય છે...પ્રેમનો પ્રથમ દૃષ્ટિપાત, જે આપણા આત્માના અનન્ત ધામમાંથી ઉત્પન્ન થએલાં અને બે આત્માને નવું સ્વરૂપ અર્પીને વીશ સૈકાઓની યુવાવસ્થા જેણે બક્ષી છે તેવાં ત્રુટક ત્રુટક પ્રકાશના કિરણમાંથી બનાવેલાં ભેદી વર્તુલ સમાન છે તે પ્રેમના પ્રથમ દૃષ્ટિપાતનું પૃથક્કરણ કોણ કરી શકે તેમજ છે ? દ્વાર પુનઃ ઉઘડે કે દેવાય ત્હેની ત્હમારે દરકાર કરવાની કે ત્હેને માટે કાંઈપણ પ્રયાસ કર-

વાની જરૂર નથી; કારણુ કે સર્વ નક્કી થઇ ગયું હોય છે. તે સર્વ જાણે છે. ત્હમે જે કાર્ય કરશો, અથવા જે કાંઇ કહેશો અથવા કાંઇ વિચારશો તે પ્રત્યે ધ્યાન આપશે નહિં અને કદાચ આપશે તો તે પણુ ફક્ત સ્મિતથી સત્કારવાજ; અને તે પ્રથમ દ્રષ્ટિપાતના નિર્ણયને જે સર્વ મદદકર્તા નહિં થઇ પડે તેવું હોય તે સર્વનો તે ત્યાગ કરશે. અને જો કદાપિ ત્હમે એમ ધારતા હો કે ત્હમે ત્હેની સાથે છલ કર્યું છે અને ત્હેના વિચાર ભૂલ ભર્યા છે તો ત્હમે નિઃશંક માનજો કે તેજ ખરી છે અને ત્હમે પોતેજ ભૂલ કરી છે; કારણુ કે તમારી સંજ્ઞા, સ્મિત કે અશ્રુના અર્થને નિરન્તરનો ખોટા સ્વરૂપમાં ત્હેણે ગ્રહણુ કર્યો હોય તોપણુ ત્હમે ત્હમારા અન્તરાત્મામાં ત્હમને નીહાળતા હો ત્હેના કરતાં ત્હેની દષ્ટિમાં ત્હમે જેવા જણુાતા હો ત્હેને મળતા ત્હમે વધારે છો.

જેનાં કાંઇ નામ પણુ નથી તેવા ગુપ્ત દ્રવ્યભંડારો !......જે સર્વ મનુષ્યોએ ઓઓ

**સ્ત્રીઓ મહા વસ્તુઓની 'આવરણમાં વસતી ભગિનિઓ' છે. આપણે ત્હેમને સ્હમજવાને અસમર્થ છીએ. કવિ હૃદયોજ ત્હેમનું મૂલ્ય આંકી શકે છે.**

તરફથી દુઃખ સહ્યું છે અને ત્હેમને ખરાબ તરીકે માની લીધી છે તેઓ એ વાતને જાહેરમાં જણાવે એમ હું ઇચ્છું છું; અને જો કદી ત્હેમનાં કારણો વાજબી લાગે તો ખરેખરે આપણે આશ્ચર્ય પામવાનુંજ થાય; અને એથી ભેદના માર્ગમાં ઘણો પ્રકાશ પડી શકે. કારણ કે જે સર્વ મહા વસ્તુઓ આપણે દેખી શકતા નથી તે મહા વસ્તુઓની સ્ત્રીઓ ખરેખર 'આવરણમાં વસતી ભગિનિઓ' છે. આપણી આસપાસ જે અનન્તતા છે ત્હેની છેક નઝદીકમાં તેઓજ હોય છે; અને જેના હૃદયમાં પિતા ભય ઉત્પન્ન કરી શકતો નથી તેવાં બાળકના જેવાં લાલિત્યથી, તેઓજ ત્હેમની સ્હામા સ્મિત કરી શકે છે. જેનો અહિં કોઇ યોગ્ય ઉપયોગ કરી જાણતું નથી તેવાં કોક સ્વર્ગના રત્નશાં તેઓજ

અહિં આત્માની પવિત્ર સુવાસ જાળવી રાખે છે; અને તેઓ જો કદી અહિંથી ચાલ્યાં જાય તો અહિં આત્મા અરણ્યમાં, એકાન્તમાંજ રહે. પ્રથમ દિવસોની પવિત્ર ભાવનાઓ હજી ત્હેમનીજ છે; અને ત્હેમના આત્માનાં મૂળ આપણા કરતાં ઘણાં ઉંડાં અનન્તતામાં રોપાયેલાં છે. જેઓ ત્હેમને વિશે ફરીયાદ કરે છે તેઓ જ્યહાંથી ખરાં ચુમ્બનો પ્રાપ્ત થાય છે તે ઉંચા પ્રદેશથી અજાણ્યાજ છે. ખરેખર મ્હને ત્હેમની દયા આવે છે. અને તેમ છતાં જ્યહારે આપણે ત્હેમની પાસે થઇને ચાલ્યા જઇએ છીએ ત્ય્હારે સ્રીઓ કેવી અલ્પ દેખાય છે ! ત્હેમના ન્હાના ગૃહમાં આપણે ત્હેમને હરતાં ફરતાં જોઇએ છીએ; એક વાંકી વળીને કાંઇ કામ કરતી હોય છે, બીજી ડુસકાં ખાતી રૂદન કરતી હોય છે, ત્રીજી ઝીણું ઝીણું દિવ્ય સંગીત ગાતી હોય છે ચોથી કાંઇક ભરતી–શીવતી જ હોય છે; અને આપણામાંથી કોઇપણ ત્હેમને સ્હમજી શકતુ નથી...જેમ કોઇ મનુષ્ય કોઇ સુરમ્ય વસ્તુને નિરખવા જાય તેમ આપણે ત્હેમની કને

જઇએ છીએ; આપણે ત્હેમની કને શાંતની ન. ઝરથી અને સંભાળથી જઇએ છીએ. એવા રીતે આત્મા ત્હાં કેવી રીતે પ્રવેશી શકે? આપણે ત્હેમને સન્દેહભર્યાં હૃદયથી પ્રશ્નો પૂછીએ છીએ–સર્વ જાણુતી હોવા છતાં તેઓ ત્હેનો ઉત્તર આપતી નથી અને એથી આપણે મ્હોં કુમળાવતા, તેઓ જાણુતીજ નથી એવા નિર્ણય ઉપર આવીને ચાલ્યા જઇએ છીએ....જે હૃદયો હમેશાં સાચ્ચાં જ હોય છે તે કવિહૃદયો ઉત્તર વાળે છે કે "પણ ત્હેમને સ્હમજવાની શી જરૂર છે? જેમણે વધુ સારો માર્ગ ગ્રહણ કર્યો છે અને સર્વને પ્રકાશમાન કરનારા સ્વર્ગીય અગ્નિની સંજ્ઞા જેવી, આપણી પૃથ્વીમાંની પ્રેમની પવિત્ર જ્વાલાની માફક, દેવાલયોની ટોચો ઉપરથી અને સમુદ્રપટ ઉપર ઝોલાં ખાનાર વ્હાણુના ડોલ ઉપરથી ઝબકે છે તેવા, અનેકગણી વધુ સુખી સ્ત્રીઓને સ્હમજવાની શી જરૂર છે! જે સ્ત્રીઓ પ્રેમ કરે છે તે સ્ત્રીઓને કુદરતના અદ્‌ભૂત રહસ્યો વારંવાર પવિત્ર ક્ષણોએ તાદ્દશ્ય સ્હમજાય છે અને તેઓ તે રહસ્યો નિષ્કપટ

ભાવથી સહસા દુનિયાને ઝાહેર કરે છે. ત્હેમની નિર્દોષતામાં અને આનન્દમાં જે રત્નો તેઓ માર્ગમાં વેરે છે તે રત્નો ભેગાં કરવા મહાત્માઓ ત્હેમને પગલે પગલે ચાલે છે. ત્હેમને જે ઉર્મિઓ થાય છે તેવીજ ઉર્મિઓને ઓળખનાર કવિ ત્હેમના પ્રેમને નમન કરે છે અને પોતાના ગીત દ્વારા સુવર્ણ-કાલના સત્વરૂપે રહેલા ત્હેમના પ્રેમને અન્ય કાલે અન્ય સ્થળે રોપવાનો પ્રયત્ન કરે છે.” કારણ કે સૂક્ષ્મરહસ્યવાદીઓ સમ્બન્ધે જે સર્વ કહેવાયું છે તે સ્ત્રીઓના સમ્બન્ધમાં પણ સાચુંજ છે; કેમકે આજસુધી આ પૃથ્વી ઉપર સૂક્ષ્મ રહસ્યની છાયા ત્હેમણેજ જાળવી રાખી છે.

---